# અર્દશીર બાબેકાંન.



## સાસાંની શેહનશાહતનો સ્થાપનાર.

### મહાન પારસી પાદશાહનું દાસ્તાન.

—:o:—

બેતબાજી અને જબાંનીમા રચનાર:

શાએર ફીરદોસીના શાહનામા, અને કારનામે અર્દશીર બાબેકાંનને આધારે તવારીખી શાહદત સિક્કે.



પ્રગટ કરનાર:— હોસંગ તેહમુરસ અંકલેસરીઆ.

પેહલી આવૃતી.

ઈ૦ સ૦ ૧૯૨૨. (માસ ડીસેમ્બર.)

કિંમત—રૂ. ૧

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૧૦૮૫૦
ક-૭

" I expect to pass through this world but once. If therefore, there be any kindness I can show, or any good thing I can do to any fellow Humun Being let me do it NOW : for I shall not pass this way again. !'

OMAR KHAYAM.

---

મુંબઈ
આ પુસ્તક ધી "ફોર્ટ પ્રીન્ટીંગ પ્રેસ" નં० ૧ પારસી બજાર સ્ટ્રીટ,
કોટ, મધ્યે હો० તે० અંકલેસરીઆએ છાપ્યું છે અને
પ્રગટ કર્યું છે.

---



## અર્પણ :

અતી માનપુર્વક વાહુલ સાથ

બાઇ નાજામાંય દસ્તુર જમશેદ દસ્તુર હોરમઝદીયાર

ની

અશો યાદમાં.

જનમ :—

ફસલી રોજ આસ્તાદ માહ ખુર્દાદ સને ૧૨૨૮ યજદજર્દિ,

શેહનશાહી રોજ દએપદીન માહ આદર સને ૧૨૨૮ યજદજર્દિ.

તા૦ ૧૪ મી જુન ૧૮૫૯ ઇસ્વી.

મરણ :—

ફસલી રોજ અશિશવંગ માહ સને ૧૨૯૧ યજદજર્દિ,

શાહેનશાહી રોજ બેહમન માહ અર્દિબેહસ્ત સને ૧૨૯૨ યજદજર્દિ.

તા૦ ૧૧ મી ઓકટોબર ૧૯૨૨ ઇસ્વી.

## સાંકલીયું.

## સાંકલીચું.

—:o:—

# દીબાચો.

## અર્દશીર બાબેકાંન.

——:o:——

પુરાતન ઇરાન ઉપર અમલ કરી ગયેલી મહાન પારસી શાહનશાહતો માહેલી હખામીની શાહનશાહતની પડતી થયા પછી, બીજી મોટી પારસી શાહનશાહતને સ્થાપનાર મહાન પાદશાહ અર્દશીર બાબકાંન હતો. એ બીજી પારસી શેહનશાહત 'સાસાંની શેહનશાહત'ને નામે જણાયલી છે, અને કમનસીબે પારસીઓની તે છેલ્લીજ શેહનશાહત થઇ ગઇ છે. એ શેહનશાહત ગુમાવવાનો કલંક જેમ એક હાથ ઉપર તે વખતના 'પારસી કુસંપ'ને તેમજ નબલી પ્રકૃતીના છેલ્લા પારસી પાદશાહ યઝદઝર્દ શેહરીઆરને આભારી હતો.

### પારસી નામ અને કાંમને જીવતું અને જાગતું કરનાર.

સિકંદરે ઇરાન તારાજ કીધા પછી, પવિત્ર જરથોસ્તી ધરમ સદાના અંધકારમા ગુમ થઇ ગયો હતો, પણ તેને નવેસરથી સજીવન કરવાની જે જે મેહનત અને જે જે કોશેશો એ મહાન જરથોસ્તી પાદશાહ અર્દશીરે કરી હતી, તેના પરીણામમાજ આજે પારસી કોમનો જરથોસ્તી ધરમ, અને જરથોસ્તી ધરમ પુસ્તકો પારસીઓ પાછાં જોવા, અને ભોગવવા લાગ્યાં છે. એ મહાન જરથોસ્તી પાદશાહના એવાં મહાન કામોને લીધે, રપીથવનની આફ્રીનમા એના ફ્રોહરને આરાધવામા આવ્યું છે:—

"હુમાઓર ફ્રોહરે અર્દશીર બાબેગાંન બાદ અવા હમા ફ્રોહરે રાસ્તરાંન વીનારતારાને દીને ખોદાએ બાદ." (રપીથવનની આફ્રીન.)

અર્થ—અર્દશીર બાબેકાનના ફ્રોહર સાથે હમાજોર હોજો. તેની સાથે ખુદાતાલાની દીનને આબાદ રાખનારાઓ, અને સુધારનારાઓના ફ્રોહરો સાથે હમાજોર હોજો.

## મહાતમા સાઈરસ અને અર્દશીર બાબેકાંન.

પારસી તવારીખમા આ બે મહાન નરોએ જે મહાન શાહનશાહત સ્થાપી છે, તે તવારીખના સફા ઉપર આજ સુધી જલવાઇ રહી છે. હખામની વંશની મહાંન પારસી શાહનશાહતનો પાયો, ઇસ્વી સનેની પુર્વ છઠી સદીમાં સ્થાપી, ધીમે ધીમે આખ્ખા એશીયાખંડમાં તેમજ યુરપ અને આફ્રિરીકાના થોડાક ભાગોમા પોતાની પારસી ધ્વજા ઉડતી કરનાર તરીકે જેમ મહાન પારસી પાદશાહ સાઇરસ પ્રખ્યાત થઇ ગયો છે, તેમ તેની પછી આંઠ સો વરશે તેવીજ કિસમની જાહોજલાલી ભરેલી પારસી સલતનત સ્થાપનાર, અને પોતાના જોર, બળ અને હિંમતથી તે જમાનાના મહાબળી રાજાઓને જેર કરી મહાભારત સાસાંની શેહનશાહતને ઉભી કરી તેનો ફેલાવો કરનાર અર્દશીર બાબેકાન હતો.

## અર્દશીરે કરેલું મહાભારત કાંમ.

પોતાની કોમને અને પોતાના પાક મજહબની તરફ બેદીલ બનેલા, અને અરધા જુદદીન બનેલા યાને વટલી ગયલા, તેમજ તુરાનીઓ તરીકે ગણાતા પારથિયન યાને 'અશ્કાનિયન લોકોના જુલમમાં ફસી પડેલા પોતાના હમદીનોને છોડવી, તેમને અર્દશીરે પાછા સ્વતંત્ર કીધા હતા. આ કાંમ એટલું તો મહાભારત અને અગત્યનું હતું, કે તેથી તેણે દેશની મહાન સેવા બજાવી હતી, જેથી આજે બે હજાર વરશો થઇ ગયા છતાં પણ અર્દશીર બાબેકાંનનું નામ પારસી કોમમાં, તેમજ તવારીખના સફાઓ ઉપર કાયમો દાયમ યાદગાર રહી ગયું છે, અને તેના એવાં મહાભારત કાંમોને લીધેજ જરથોસ્તી ધરમના ભણતરમાં,

તેમજ દરેક જરથોશ્તી મકાંનમા આફ્રીનગાનની ક્રિયા વખતે તેને યાદ કરવામા આવે છે.

## ફીરદોસીનુ શાહનામુ અને કારનામે અર્તક્ષીરે પાપકાંન.

એવા એક મહાન પારસી પાદશાહની જીંદગીનું બયાંન બેશક દરેક પારસીએ જાણવું અને વાંચવું ઘટે છે. એવા એક મહાંન પાદશાહની જીંદગીની કાર્કિરદીનુ બયાંન, જેમ એક હાથ ઉપર શાએરાંન શાએર ફીરદોસી તુસીએ પોતાના મખ્યાત પુસ્તક શાહનામા અંદર ચિતારેલું છે, તેમ બીજા હાથ ઉપર પેહેલવી ભાશામા લખાયલાં એક પુસ્તકમા તેની ટુંકમા વિગત આપી છે. એ પેહલવી પુસ્તક "કારનામ-એ-અર્તક્ષીરે પાપકાન" એવે નામે જણાયલું છે. આ બંને પુસ્તકોને આધારે, આ ખાકસાર લખનારે અર્દશીર બાબેકાનની જીંદગીનુ કાંઇક સક્ષેપ બયાંન, આ નાહના પુસ્તકમા નોધી લીધું છે. વાંચક મેહરબાંનોનુ ધ્યાંન ખેંચવાની જરૂર છે, કે આ પુસ્તકમા સમાયલી બાબદોમા અર્દશીર બાબકાંનની જીંદગીની કારકિરદીનુ આખુ, બયાંન સમાયલું સમજવું નહી. કેમકે શાએર ફીરદોસીએ રચેલાં શાહનામા માહેલાં અર્દશીરના દાસ્તાન, અને 'કારનામ-એ-અર્દશીર બાબેકાંન' એ બંને પુસ્તકો સાથે મેલવી તપાસતાં કેટલીક વિગતોમા કાંઇક ફેર નોધાયલો દેખાયો છે. જેથી એ મહાન શેહનશાહની જીંદગીની સઘલી વિગતો બારીકીથી બયાંન કરવા જેટલી આ નાહની કિતાબમા જગ્યા ફાજલ પાડી શકાય એમ નથી. અર્દશીર બાબકાંને જે જે મહાન લડાઇઓ કરી હતી, તેમાં થોડીક મહાંન લડાઇઓની નોધ બેશક અત્રે લેવી ઘટે છે.

૧:—એક મહાન લડાઇ કરી અર્દશીર બાબેકાંને પારથિયન શેહનશાહતનો અંત લાવી મેલ્યો હતો. ઇ. સ. ૨૨૬.

૨:—એક મહાંન લડાઇ કરી અર્દશીર બાબેકાંને ઇરાંનમાથી મુરતી પુંજા નાબુદ કરી હતી.

૩:—બેબીલોનથી હિન્દુસ્થાંન, અને સ્કીથીયન મુલકો જીતી લીધા હતા.

૪:—રોમનો સાથ એક મહાન લડાઈ લડી, તેઓને એશીયામાથી બાહાર નીકલી જવાની ફરજ પાડી હતી.

આ 'સંક્ષેપ અર્દશીર બાબેકાંન'માં અર્દશીરના જનમ પેશતર બનેલા બનાવોની ટુંક નોંધ લઇ, ત્યાંથી એ દાસ્તાંન શરૂ કીધું છે, અને ત્યાર પછી તેની જીંદગીમા બનેલા મૂખ્ય બનાવો દરશાવી, તેના દીકરા શાહપુર, અને નબીરા હોરમજદના જનમની વિગતો વિગતવાર દરશાવી છે. પણ એ બનાવોને જોડનારી સાંકળની જોડ કડીઓ એક કાંહાંણી કિસ્સા જેવી વિગતો રજુ કરે છે. એ સાંકળની કડીઓ, શાહજાદા સાસાંને મુફલેસ જીંદગીમા ગુજારેલા દિવસો, પારસના પાદશાહ બાબકને ત્યાં એક ભરવાડ તરીકે તેણે કરેલી નોકરી, અર્દશીરના જનમની અને તેની ખબરદારીની ખબર ઇરાનના પાદશાહ અર્દવાંનને કાંને જવાથી તેને પોતાની પાસે તેણે બુલાલવો, અર્દવાંનના મેહલમા અર્દશીર ઉપર ગુજરેલી આફત, શાહજાદી ગુલનારનુ અર્દશીર ઉપર મોહી પડવું, તે બંને જનની નહાસ ભાગ, તેને મલેલી ગેબી મદદ, અર્દવાંન અને તેના દીકરાઓનો અંત, અર્દશીરનુ ઇરાંનના શેહનશાહ બનવું, શેહનશાહ બનવા પેહલ્લા અને પછી લડેલાં મહાંન યુધ્ધો, બુત પરસ્તી તારાજ કરવી, અર્દશીરને તેની રાણીએ આપેલાં ઝેરની કાહાણી, અને પોતાના શાહજાદા શાહપુર તથા નબીરા હોરમજદ સાથ અર્દશીરનો અજાયબ સંજોગ વચે થાયલો મિલાપ, એ સઘલા બનાવો સંક્ષેપમા આ પુસ્તક અંદર સમાવેલા છે.

## સાસાંની વંશનો સ્થાપક.

અર્દશીર સાસાંની શેહનશાહત તેમજ સાસાંની વંશનો સ્થાપક હતો, કેમકે એ સાસાંનનુ નામ તેના બાપ ' સાસાંન'ના નામ ઉપરથીજ પડ્યું

હતું. આ સાસાંન દારા—એ—દારાની તોખમથી ઉતરેલો હતો. એ દારા હખામની વંશનો છેલ્લો કમનસીબ પાદશાહ, યુનાની સિકંન્દર (Alexander the Great) સાથ લડતાં, પોતાનાજ માનીતા વજીરોને હાથે કતલ થઇ ગયો હતો. એ બનાવ ઇ૦ પુ૦ ૩૩૦ મા બન્યો હતો. એ કમનસીબ પાદશાહ દારાનો સાસાંન નામનો એક દીકરો, પોતાના બાપના રાજ તાજની ખુવારી પછી નાહસ ભાગમા પડયો હતો. એ નહાસ ભાગમા પડેલા સાસાંનની ઘણીક પેહડીઓ માહેલો એક સાસાંન અર્દશીરનો બાપ હતો, અને તેથી તેના વંશને '**સાસાંની**'ને નામે ઓલખવામા આવે છે. એ સાસાંન પોતાની લાચાર હાલતને લીધે, બાબકને ત્યાં એક સારવાન તરીકે નોકર રહયો હતો. એ સાસાંનના બાબમા બાબકે એક રાતે સ્વપનો જોયો હતો, અને તે સ્વપનાની આગાહી જાણ્યા પછી, બાબકે સાસાંનને પોતાનો જમાઇ કીધો હતો, અને તેને પેટે આ નામીચો નર—અર્દશીર—જનમ પામ્યો હતો. બાબકને પેટે એકબી ફરજંન્દ નહી હોવાથી, તેણે અર્દશીરને પોતાનો દીકરો કરી લીધેલો હતો, અને તેથી અર્દશીર પોતાના મમાવા બાબકની અટકે, અર્દશીર બાબકાંનને નામે ઓલખાતો હતો.

## અર્દશીર બાબકાંનના સિકકા.

બાબકને પેટે દીકરાનુ ફરજંન્દ નહી હોવાથી, તેણે અર્દશીરને પોતાના તખતનો વારેસ ઠરાવ્યો હતો. સાસાંની ટોળાને લગતા પાદશાહોના સિક્કાઓમાથી આજે ૪૩ સિક્કાઓ અર્દશીરના ચલનવાલા મલ્યા છે. આ ૪૩ સિક્કા માહેલા ૪૧ સિક્કા અર્દશીર ઇરાનનો એકલો માલેક થયા પછી પડાવેલા છે, અને બાંકી રેહલા બે સિક્કા તેની આગમજ પડાવેલા જણાય છે. એ બે માહેલો એક બાબકનો પોતાનો છે. એ સિક્કાની એક બાજુ ઉપર પાદશાહ બાબકની તસ્વીર છે, અને પેહેલવીમા

'બગી બગી પાપકી મહકા'

યાને 'સાહેબ બાબક પાદશાહ' એવો લેખ કોતરેલો છે, અને એજ સિક્કાની બીજી બાજુએ અર્દશીરની તસ્વીર ઉપરાંત પેહલવીમા:—

'બગી બગી પાપકી મહકા'

યાને 'સાહેબ બાબક પાદશાહનો બેટો' એવો લેખ છે. એ ઉપરથી એવું સાબેત થાય છે, કે અર્દશીર બાબકના તખતનો વારેસ હતો, અને બાબકે પોતાની હઇયાતીમાજ અર્દશીરને પોતાના તખતના વારેસ તરીકે જાહેર કરવાની મતલબથી, આ સિક્કા પડાવ્યા હતા. બીજા સિક્કા ઉપર : 'બગી અર્તક્ષત્ર મહકા' યાને 'સાહેબ અર્તક્ષત્ર પાદશાહ' એવો લેખ કોતરેલો છે.

## અર્દશીરનુ ૪૦૦ પારસીઓવાલું દમામદાર એલચીખાતું.

અર્દશીરે કરેલી મહાન લડાઇઓ માહેલી એક, રોમનો સાથેની લડાઇ હતી. તે વખતે રોમની ગાદી ઉપર સતર વરશની ઉંમરનો "એલેકઝાંનડર સેવેરીસ" નામનો જવાન છોકરો, શેહનશાહ તરીકે અમલ કરતો હતો. રાજ દરબારી બાબદોમા તે બીલકુલ કાચો હોવાથી, તેના રાજનો સઘલો કારોબાર તેની માતા અને મમાઇ ચલાવતી હતી. અર્દશીરે આ જવાંન શેહનશાહ ઉપર, ૪૦૦ ખુબસુરત અને કદાવર દેખાવના ચુનંન્દા જવાંન પારસીઓને પોતાના એલચી તરીકે, સુંદર કિમતી ઘોડાઓને સાજ સજાવી, મોટા દમામ સાથ રોમના જવાન શેહનશાહ એલેકઝાંનડર સેવેરીસની દરબારમા એક એવુ નામુ આપી મોકલ્યા, કે તેઓએ ઇજીયન સમુદ્ર સુધીનો મુલક, જે રોમના હાથમા હતો, તે "મારા નીયાગાંન સાઇરસ પાદશાહે જીતેલો હતો, તે પાછો મારે સવાધીન કરી દેવો, કેમકે તે ઉપર મારો હક પોંહોંચે છે." આ દમામદાર ૪૦૦ પારસીઓના આખ્ખાં એલચીખાતાને, રોમન શેહનશાહે તેમના શરીર ઉપરના તમામ પોશાકો કાહાડી લેઇ, તે લોકને બંધવા દાખલ કેદ

કીધા હતા. એ ઉપરથી અર્દશીરે એક મોટું લશકર જમાવ કરી, જે મહાંન યુધ્ધ રોમનો સામે તેણે મચાવ્યુ હતું, તેની નોધ તવારીખમાં આજ સુધી નોધાઇ રેહી છે.

## અર્દશીરે સજીવન કરેલી જરથોસ્તી દીન.

અર્દશીર ઇરાન સરજમીનનો શેહનશાહ થયા પછી, પોતાની જીંદગીનો મોટો ભાગ, પોતાના દુશમનોને જેર કરવા માટે મહાંન યુધ્ધો લડવામા ગુજારેલો હતો. જુદી જુદી લડાઇઓ લડવામાં પોતે રોકાયલો હોવા છતાં, અર્દશીર રાજદવારી તેમજ ધરમ સંબંધી સુધારા કરવામા કોઇપી રીતે પછાત પડયો નહી હતો. જરથોસ્તી ધરમ પાછો સજીવન કરવાનુ મહાભારત કાંમ પણ તેણે સાથે સાથે ચલાવ્યું હતું. કારનામા અંદર લખ્યા પ્રમાણે, અર્દશીરે અનેક ઠેકાણે આતશ બેહરાંમના મકાંનો બંધાવ્યાં હતાં,[1] તલાવો અને નેહરો ખોદાવી ખેતીવાડીને સુધારી હતી. પાહાડો ખોદાવ્યા હતા. ફલદ્રૂપ કરનારી નદીઓ ચલાવી હતી,[2] અને ઉજડ જગ્યાએ શેહરો વસાવ્યાં હતાં.[3]

અર્દશીરનુ ધ્યાંન ઇરાંનમાથી બુતપરસ્તી નાબુદ કરવા તરફ જેમ ખેંચાયું હતું, તેમ પોતાનો પવિત્ર જરથોસ્તી મહજબ, જે તારાજ થઇ ગયો હતો, તેને સજીવન કરવામા પણ મોટે ભાગે રોકાયું હતું.

## અર્દાવીરાફ અને અર્દશીર બાબેકાંન.

ફારસી અર્દાવિરાફ નામામા જણાવ્યા પ્રમાણે અર્દશીરે જરથોસ્તી ધરમના ૨૧ નુસ્કો જે યુનાની સિકંન્દરે † તારાજ કીધાં હતાં, તે પાછાં

૧ જુવો કારનામે અર્દશીર બાબેકાંનનો બાબ ૬ ઠો. ૨ જુવો બાબ ૭ મો. ૩ જુવો બાબ ૬, ૭, ૧૩ અને ૧૫ મો.

† હખામની વંશનો છેલ્લો પાદશાહ દારા જ્યારે રૂમી સિકંન્દરના હાથ ઉપર 'અરબેલા'ની લડાઇમા હાર ખાઇ, પોતાનાં વજીરોના હાથ ઉપર મારયો ગયો, ત્યારે તવારીખમા જણાવ્યા પ્રમાણે સિકંન્દરે પરસીપોલીસને આગ લગાડી, જે આગમા જરથોસ્તી મહજબના એકવીસ નુસ્ક, અને બીજી કિમતી ધારમીક કિતાબો, બલીને

મેલવવાનુ કાંમ શરૂ કરાવ્યું હતું. એ મહાભારત કાંમ માટે કેહ છે કે અર્દશીરે પેહલ્લાં ૪૦,૦૦૦, (ચાલીસ હજાર) જરથોસ્તી ધરમ ગુરૂઓને ભેગા કીધા, અને તે ચાલીસ હજારમાંથી ૪૦૦૦ (ચાર હજાર) ને ચુંટી કાહડયા પછી, તે ચાર હજારમાંથી ૪૦૦ (ચાર સો) પરહેજગાર વિદવાનોને ચુંટી કાહાડયા, અને તે ચારસોની સંખ્યામાથી ફકત ૪૦, (ચાલીસ) ચુનન્દા દસ્તુરોને ચુંટી કાહડી તેમાથી ફકત ૭ (સાત) કાબેલ વિદવાંન ધરમ ગુરૂઓને તારાજ થઇ ગયેલો ધરમ સુધારવા, સમારવા, અને વેરાઇ ગયેલાં જરથોસ્તી ધરમ પુરતકોને પાછાં જમાવવા અને પાછાં મેલવવાનુ કાંમ સોંપ્યું હતું. એ સાત દસ્તુરોમા એક મુખ્ય આગેવાંન દસ્તુર અર્દાવિરાફ હતા.

## દસ્તુર તાનસર.

દીનકર્દ નામની પેહેલવી કિતાબમા જણાવ્યા પ્રમાણે, અર્દશીરને ધરમ સજીવન કરવાના કાંમમા મદદ આપનાર 'તાનસર' નામનો દસ્તુર હતો. એજ કિતાબના ચોહાં દફતરમા ભાર મુકી લખ્યુ છે, કે જયારે સઘલા દસ્તુરોને પવિત્ર જરથોસ્તી ધરમને લગતાં અવરતા અને પેહેલવી લેખો પાછા મેલવવાનુ કાંમ ઘણું મુશ્કીલ જણાયાથી તેઓએ જ્યારે તે પડતું નાખ્યું, ત્યારે દસ્તુર તાનસરે એકલે હાથે એ કામ ઉપાડી લેઇ પાર પાડયું હતું.

---

ભસમ થઇ ગઈ હતી. એથી જરથોસ્તી ધરમ બરહમ હાલતમા આવી પડયો હતો. ત પછી ઘણી લાંબી મુદતે પારથિયન વંશના પાદશાહ અર્દવાંનને, અર્દશીર બાબેકાને ઇ० સ० ૨૨૬ ના સાલમા એક મોટી લડાઇમા શીકસ્ત આપી, અને તે લડાઈમા અર્દવાંન મારયો ગયો, અને અર્દશીર બાબકાંને ઇ० સ० ૨૨૬ ના સાલમાં સાસાંની વંશની શાહનશાહત ઈરાનમા સ્થાપી. ઈરાંનની ગાદી ઉપર આવતાંજ અર્દશીરે બરહમ થયેલો જરથોસ્તી ધરમ સજીવન કરવાનું, અને તારાજ થઇ ગયેલાં જરથોસ્તી ધરમ પુસ્તકોને નવેસરથી ભેગાં કરવાનુ કામ શરૂ કીધું હતું. (કા० અ० બા०)

## અર્દશીરનો વડો દસ્તુર તાનસર.*

આ તાનસર અર્દશીરનો ઘણોજ માનીતો, અને વજીર સમાનના મરતબાને પોહચેલો હતો, એમ જણાય છે. કેમકે એ દસ્તુર તાનસરે અર્દશીરના વડા દસ્તુર તરીકે તબ્રીસ્તાનના પાદશાહ ઉપર, તેના કાગજના જવાબમા જે કાગજ લખ્યું હતું, તે અર્દશીરની રાજ ચલાવવાની રીતભાત, અને રાજ કારોબારના વહીવટ ઉપર કેવું અજવાલું નાખે છે, તે બેશક નોધી લેવા જોગ છે.

## દસ્તુર તાનસરે તબ્રિસ્તાનના જસ્નસ્ફ શાહ ઉપર લખેલો પત્ર.†

૧ તન્સરને તબ્રીસ્તાનનાં પાદશાહનું કાગજ પોંહતું છે, જેમાં કેટલુંક ખરૂં છે, અને કેટલુંક ભુલભરયું છે; પણ ઉમેદ છે કે, જે ખોટું છે, તે આ અમારા લખવાથી સુધરી જશે. તમે મને દોઆ દેઓ છો, તે તમારા જેવા માનસની દોઆ ખચીત માનભરી છે. ખોદા મારા કરતાં તમોને વધારે સુખી કરે!

તમો લખો છો કે, હું તમારા બાવાના વખતમાં પણ આગળ મોહટો દરજ્જો ધરાવતો હતો, અને તે મારી સલાહ લેતો હતો. તે જીવતો હતે તો મારૂ માન વધારે જાલવતે. હવે હાલ જ્યારે તમો મારી સલાહ પુછો છો, ત્યારે જાણો કે કુલ આલમ જાણે છે, કે ૫૦) વરશ થયાં મેં આ દુનિયાની મોજ મજાહ વગેરે તજી છે, અને આ દુનિયાની દોલત વિગેરેના બોજાથી હું દુર રહયો છું, કે તેથી જ્યારે માનસો મારી સલાહ શોધે, ત્યારે ખાતરી રાખે કે, દુનિયાઇ લોભ લાલચથી હું દુર હોવાને લીધે, તેઓને હંમેશ ફાયદેમંદ સલાહ આપીશ.

* એ શબ્દનો અર્થ મરહુમ એરવદ તેહમુરસ દીનશાહ અંકલેસરીયાના જણાવ્યા મુજબ, 'માનસોનો સરદાર' થાય છે. (જુઓ જરથોસ્તી દીનની ખોલ કરનારી મંડલીનો ૧૮૯૦-૯૮ ના વરસનો અહેવાલ સફે ૨૩૬ વાલી ફુટ નોટ)

† આ પત્રની બાબદ ડા૦ જીવનજી જમશેદજી મોદીએ જ૦ દી૦ ખો૦ મંડલી સમક્ષ ઈ૦ સ૦ ૧૦-૧૦-૯૬ મા રજુ કરી હતી. (કરતા)

૨—તું એ શાહાંનશાહ અર્દશીર આગલ આવવું અને તેને તાબે થવું. તે તુંને પોતાને હાથે જે તાજ અને પાદશાહી આપશે, તે કાયમ રેહશે. તે કોઇને પાદશાહ તરીક કબુલ રાખતો નથી, સીવાય તેઓ કે જેઓ તેને તાબે થઇ તેને હાથે તાજ મેલવે છે. કાબુસ પાદશાહનો દાખલો લે. તે શરણુ થયો, તો શાહનશાહને હાથે પાછું તાજ પામ્યો. માટે તું તુરત આવી શરણુ થા. અને જો તું તેમ કરશે તો ફરજનો મારયો શરણુ થવાને બદલે રાજીખુશીથી શરણુ થવલું ગણાશે.

૩—(જસ્નસ્ફશાહે તાબે થવા આગમજ દસ્તુર તાંનસર ઉપર પત્ર લખી અર્દશીરનાં કેટલાંક કામો બાબે ફરીયાદ કીધી હતી, તેનાં સંબંધમાં તાંનસર લખે છે કે ) અર્દશીરનાં કેટલાંક રાજદવારી કામો બાબે તું ફરીયાદ કરે છે, પણુ પાદશાહે શું આગલા કે હાલના જુલમો અને ગેરઇનસાફોને ટાલવાનો વિચાર કર્યો છે. પાદશાહ દીનમાં વડો છે, અને ખોદા તેનો યાર છે. તું જાણે છે કે, શીકંન્દરે ઇસ્તખરમાં આપણા ધર્મ પુસ્તકો, જે ૧૨,૦૦૦ ચર્મ પત્રો પર લખેલાં, હતાં, તે બાલી નાખ્યાં. થોડુંક યાદદસ્તથી બચી રહ્યું છે, પણુ હાલના લોકોના બીગાડથી, જુની હકીકતો વીસરાવાથી, અને નવાઇઓ માટેનાં લોકોનાં શોખોને લીધે, ખરૂં સતા ભર્યું શું ?—તે કહેવું મુશ્કેલ થઇ પડયું છે. માટે જરૂરનું થઇ પડયું છે, કે દીનને સજીવન કરવા એક મજબુત માનસ જોઇએ. હવે એ કામ માટે તુંએ શાહાનશાહ (અર્દશીર) કરતાં કોઇ બીજો વધારે લાયક માનસ સંભાલયો યા જોયો છે ? આગલ જયારે દીનનું ગ્નાન લોકોમાં વધારે હતું, ત્યારે પણુ એક મજબુત ડાહ્યા રાજાની, દીનની જાલવણી માટે અગત્ય હતી; કારણુ કે દીનની બાબતોનો જયાં સુધી અક્કલથી ખોલાસો થાય નહિ, ત્યાં સુધી તે કાયમ રહે નહી. ત્યારે હાલમાં જયારે પોતાના બાપ બપાવાના વખતમાં બનેલી હકીકતો લોકો ભુલી જાય છે, ત્યારે દીન સજીવન કરનાર એક ડાહ્યા પાદશાહની કેટલી બધી અગત્ય છે ?

પાદશાહના હોકમો માટે તું કહે છે કે, કેટલાક કંટાલા ભરયા છે, અને કેટલાક વાજબી મારગથી ઉલટા છે. તેનો જવાબ આ છે કેઃ—

**અસલના કાયદા** તો અદલ છે; પણ હાલના ઇનસાફનો ખ્યાલ એવો તો બદલાઇ ગયો છે કે, **કોઇને અદલ કેહવો તે તેને બેવકુફ કેહવા બરાબર છે.**

**પાછલા કાયદા** તો જુલમ સમાન છે; અને લોકો જુલમ સાથ એવા પલોટાઇ ગયા છે કે, તેઓ ઇનસાફને જાણે પસંદ કરતા નથી.

જો કોઇ પાછલા વખતનાં લોકો ઇનસાફ સ્થાપવા માગે છે, તો લોકો કહે છે કે, "એમ કરવું આ વખતને લાયકનું નથી." અને તેથી ઇનસાફની કાંઇ પણ અસર બાકી રેહતી નથી. વળી શાહાનશાહ કોઇ આગલા વખતનાં લોકોનાં જુલમમાં કાંઇ ઓછું કરવા માગે છે, એવું કહીને કે, "તે આ જમાનાને લાયકનું નથી," તો લોકો કહે છે કે, "એ તો કદીમ રેવાજ છે, અને અસલનાં લોકોનો કાયદો છે."

હવે તુંએ જાણવું જોઇએ કે, જુલમની અસર ફેરવવામાં શું પેહલા વખતની કે પાછલા વખતની બાબતમાં કોશેશ કરવી જોઈએ. ખરૂં તો એ છે કે, જુલમ (ગેરઇનસાફ), પછી તે આગલા વખતમાં કીધો હોય કે હાલમા કરતા હોય તે નાપસંદ છે, પછી તે અવલના લોકોનો હોય કે પાછલનાં લોકોનો હોય.

૪—તું ફર્યાદ કરે છે કે, શાહાનશાહ દરેક આદમી પાસે કોઇ ચોકસ પેશાની માગણી કરે છે. તે બાબે જાણ કે, ધરમમાં માનસોનાં ૪) વર્ગો કર્યાં છે. સર્વથી વડો પાદશાહ છે.

૧. પછી પેહલો વર્ગ, ધરમગુરૂનો છે.

૨ જા વર્ગમાં લડવઈયા રથેસ્તારનો છે.

૩ જા વર્ગમાં કતાબ એટલે લખનારાઓ, કવિઓ, વિદ્વાનો વિગેરે આવે છે.

૪ થા વર્ગમાં ધંધાદારી આવે છે. એમાં વેપારી, કારીગરો વિગેરે સમાઇ જાએ છે.

પાદશાહે એ વર્ગો કીધા છે, તે ભલા કારોબાર માટે છે. જો કોઇ એક વર્ગનો માનસ ચઢતા વર્ગ માટે કાબેલીઅત દેખાડે, તો તેની પરીક્ષા લેઇ તેને તે ચઢતા વર્ગમાં દાખેલ કરવામાં આવે છે. પાદશાહ જો એમ ચોકસ વર્ગ નહિં કરે, તો એક ધંધાદારી બીજાના ધંધા ઉપર હાથ ચલાવે, અને તેથી કજીઆ અને ગેરવ્યવસ્થા વ્યાપી રહે. તેથી શાહાનશાહે ઠરાવ્યું છે કે, દરેક તેજ ધંધો કરવો કે, જે માટે ખોદાએ તેને સરજ્યો હોય. ત્યારે ખોદાતાલાએ અર્દેશીર મારફતે, જે માર્ગ આગલા જમાનામાં નહિ જણાયલો હતો, તેવો માર્ગ ખોલ્યો છે.

તારા એક સવાલના સંબંધમાં તું વધારે સારી રીતે સમજશે કે, ઉપર કહ્યા પ્રમાણે પાદશાહે જુદા જુદા ધંધાદારીઓના વર્ગો શા માટે કીધા છે. એમ કીધાથી એકમેકનાં કાંમની વચ્ચે કોઇ પડે નહિ, અને ફીટનો થાય નહિં. દરેક પોત પોતાનું કામ કરવું. જેમકે વરસાદનું કામ જમીનને તાજી (ઝીન્દે) કરવાનું, સુર્યનું કામ તેને મદદ (યારી) આપવાનું, અને પવનનું કામ તેનાં રૂહને જીઆદ કરવાનું છે.

૫–તું ફર્યાદ કરે છે કે, પાદશાહ ઘણો સખ્ત છે, અને તેના હોકમ તોડનારાઓને મારી નાખે છે. એનું જાણવું એ કે, આગલના પાદશાહો એટલા બધા સખ્ત નહિં થતા, કારણ કે તેમ થવાને તેઓને કારણ નહિં પડતું હતું. કારણ કે, તે વખતનાં લોકો ફરમાનબરદાર

અને રીતભાત પ્રમાણે ચાલનારાં હતાં. તેઓ પોત પોતાને માર્ગે કામ કરતાં હતા, અને પાદશાહ સામે નાફરમાન નહિં થતા હતા. હાલ મામલો બીગડેલો છે, ત્યારે ભલા કારોબાર માટે સખ્ત થવું જરૂરનું છે.

જો પાદશાહ હાલ ઘણાઓનું લોહી રેડતો હોય, તો તે ભવિષ્યનાં ભલાં માટે છે. એથી બેહુ-દીન અને રાજ્ય-મજબુત થાય છે.

તું કહે છે કે, પાદશાહ અર્દેશીર ઘણાઓને કતલ કરે છે. તેનો જવાબ એ છે કે, કોઇ પાદશાહ ૧૦) દસ માનસને મારે, તે ઘણાં કહેવાય; અને કોઇ અગર ૧૦૦૦) એક હજારને મારે તોપણ તે ઘણાં નહી કેહવાય; કારણ કે તે વખત પ્રમાણે અને તે માનસોની ખાસીયત પ્રમાણે તે જરૂરતું ગણાય. ઘણાંક માનસો એવાં છે કે, તેઓને મારવું વાજેબ છે, પણ પાદશાહ તેઓ ઉપર મેહરબાની કરી માફ કરે છે. આ પાદશાહ, બહમન અને અસ્પંદયાર કરતાં ઘણો વધારે માયાળુ છે. આગલાં વખતમાં થોડાં માનસોને મારી નાખવું, અને હાલમાં ઘણાંઓને મારી નાખવું એનો પાદશાહ સાથે સંબંધ નથી, પણ વખત સાથે સંબંધ છે.

## ત્રણ જાતના વાંકોની સજા હોય છે.

૧—ખોદા સામેનો વાંક, કે જેથી એક માનસ પોતાની દીનથી ફરે છે.

૨—પાદશાહ સામેનો વાંક, જેમાં રઇયત તેના હાકેમનો અનાદર કરે છે, અને સામી થાય છે, વગેરે.

૩—માનસ—ભાઇબંધો—સામેનો વાંક.

એ ત્રણે ગુનાહો માટે પાદશાહે આગલ કરતાં સારા કાયદા ઘડયા છે.

આગલા વખતમાં જે કોઇ દીનથી ફરતાં તેઓને કતલ કરવામાં આવતાં, પણ હાલમાં પાદશાહ તેઓને કેદમાં નાખે છે, અને ત્યા એક વરસ સુધી તેઓને આલમાઓ નસીહત આપે, અને દીન શીખવે, અને તેઓને દીન ઉપરનો શક હોય તે દુર કરે, તેથી તેઓ જો તોબાહ અને પસ્તાવો કરી દીનનાં માર્ગ ઉપર પાછા આવે, તો તેઓને છોડી મેલે; પણ જો એમ સમજાવ્યા છતાં નહિં સુધરે, તો પછી મારી નાંખે.

બીજી કીસમના વાંક માટે અગાઉ જેબી કોઈ પાદશાહની સામે થતું અથવા લડાઇમાંથી નાહસી જતું, તેને મારી નાખવામાં આવતું; પણ હાલ પાદશાહે ઠરાવ્યું છે કે, એવો વાંક કરનારાઓમાંથી થોડા-ઓને મારી નાખવાં, કે બીજાઓને ચોંપ અને ધાસ્તી રહે; અને બાકીનાઓને કેદ કરવા કે તેથા તેઓ પાછલથી મારી માંગે તો તેઓને છોડવામાં આવે.

ત્રીજી કીસમના ગુનાહ માટે અગાઉ નીચે પ્રમાણે હતું:—

મારને માટે મારની સજા, જખમને માટે જખમની સજા, અને એજ પ્રમાણે ચોર અને લુટારા માટે હતું. તેઓના હાથ પગ યા શરીરનાં ભાગને નુકસાન કરવામાં આવતુ, તેથી તેઓ મંડલીમાં પોતાનાં કાંમ માટે રદ થઇ પડતા હતા; અને વાદીઓ યાને ફરીયાદ કરનારાઓને તેથી કાંઇ લાભ થતો નહિં હતો. તેના બદલામાં હાલ પાદશાહે દંડની રૂઢી દાખેલ કીધી છે, કે તેથી ગુનાહગારને સજા થાય, અને વલી તે દંડથી વાદીને બદલો મલે. ચોરનો હાથ જો કાપી નાંખે તો તે તદન નકામો થઇ પડે, અને જેનો માલ ચોરાયલો હોય તેને લાભ નહિં થાય. તેને બદલે હાલ પાદશાહ ચોર પાસે ચોરાયલા માલ ઉપરાંત દંડ લે છે. ચોર કરતાં લુટારા પાસે ચારગણું લેવામાં આવે છે. બેવફા સ્ત્રીનુ

ફ્કત હાલ નાક કાપી લેવામા આવે છે; તેણીને બીજી કોઇ રીતે કામથી રદ કરવામાં આવતી નથી.

અસલમાં જેઓ ઉપર જુલમ ગુજારવામાં આવતો હતો, તેઓને ગુનાહ્ગારની સજાથી કાઇ ફાયદો થતો નહિં હતો, અને ગુનાહગારને એવી સજા થતી કે તેથી તે કાંમથી તદન રદ થઇ પડતો હતો; પણ પાદશાહે તે ફેરવી હાલ એવું કર્યું છે, કે જેની ઉપર જુલમ ગુજરે તેને ગુનાહગારની સજાથી કાંઇ લાભ થાય, અને તે ગુનાહગારને પોતાને સજા થાય. જો એક વખતની હલકી સજાથી તે સૂધરે નહિં, તો બીજી વખતના ગુનાહ માટે તેના નાક કે કાંન કાપવા; હાથ પગ નહિં કાપવા, કે તેથી તે કાંમથી રદ થાય.

૬-તારી બીજી ફરીયાદ આ છે કે, પાદશાહ કુટુંબ અને મંડળીનાં દરજ્જા બાબે નવા કાયદા ઘડે છે. તે બાબે જાણ કે, કુટુંબોના નાશ બે પ્રકારના છે. કેટલીક વાર કુટુંબનાં આસામીઓજ પોતાનાં ખાનદાંનની પડતી લાવે છે, અને બીજાઓની ચહડતી થાય છે. કેટલીક વાર સમો અથવા કાંમજ તે ખાંનદાંનોની પડતી લાવે છે, અને બીજા ઉતરતાઓને ચહડાવે છે.

હવે ઉતરતેના દરજ્જેનાઓ ચહડતે દરજ્જેનાં થાય છે, અને સારી આબરૂ સાથ પઇસા મેલવતા નથી, ત્યારે તેઓ પ્રજાનુ માન ભોગવતા નથી. તેઓ ચહડતે દરજ્જેનાઓ સાથે શાદીનાં ગાંઠમાં જોડાય છે, ત્યારે તેઓને પેટે ફરજંન્દો અવતરે છે, તે હલકાં હોય છે. માટે પાદશાહે હોકમ ફરમાવ્યો છે કે, સાધારણ વર્ગ અને ચહડતે દરજ્જેનાં લોકો વચ્ચે હાંમેશાં ફરક હોવો જોઇએ. તે ફરક તેઓના પોશાક, બાગ બગીચા, રેહઠાંણો, બાગો, બાયડીઓ, વગેરે સર્વે બાબતમાં હોવો જોઇએ. વલી કોઇ પણ સારા ખાનદાંનનાં જવાન મર્દે સાધારણ વર્ગની સ્ત્રી સાથ પરણવું નહિ; જો પરણે તો તેનો વારસો ખોહે.

૭-વલી તું ફરીયાદ કરે છે કે, પાદશાહે દીન માટેનું માન અને કાલજી મોકી છે. પણ જાણ કે, પાદશાહે દીનના કાયદાઓને બીગડી ગયલા જોયા, અને નવી નવાઇઓ અને નવાં એકીનો દાખેલ થયલાં જોયાં છે. તેણે ફરમાવ્યું છે કે જ્યારે કોઇ મરી જાય, અને મીલકત મેલી જાય, ત્યારે મોબેદોને ખબર આપે કે, તેઓ વસ્યતનામાના કાયદા પ્રમાણે તેની મીલકત વારેસોને વેંહચી આપે. ફકત પાદશાહનો એવો કાયદો છે કે, પાદશાહી ખાનદાંનવાલાંઓના વારેસો પાદશાહી ખાનદાનવાલાંઓજ હોવા જોઇએ, અને દરજ્જાવાલાઓના વારેસો દરજ્જાવાલાજ હોવા જોઇએ.

૮-તું કહે છે કે, પાદશાહ આતશકદેહો તારાજ કરે છે, કે જેમ કરવાને કોઇએ ઘણી હિંમત કરે નહિં. તેનું જાણવું એ કે, તુંને બરાબર ખબર મલી નથી. મુલુકે તવાયફના વખતમાં દરેક પોત પોતાના પરગણામાં પોતાનાં ઉપયોગ માટે આતશખાંનાંઓ બનાવ્યાં હતાં, કે જે કદીમ પાદશાહોનાં કાયદાથી ઉલટું હતું.

૯-તું ફરીયાદ કરે છે કે, પાદશાહ લોકોની મરજી પ્રમાણેનાં ખરચને આડે આવે છે. તું જાણે છે કે પાદશાહે (૧) ઉમરાવો, (૨) લડવૈયાઓ અને (૩) ધંધાદારીઓ, એ ત્રણેના દરજ્જા પ્રમાણે વર્ગ કરી, તેઓને લાયકનાં પોશાક, દબદબા અને ખરચની ગોઠવણ કરી છે એ ફકત દરજ્જાઓ વચ્ચેનો ફરક જાલવવા માટે છે.

૧૦-તું ફરીયાદ કરે છે કે, પાદશાહ છુપા જાસુસો રાખે છે. તો તે માટે ફરીયાદ કરવાનું શું કારણ છે? જેઓ ભલા, વફાદાર, અને નેક હોય, તેઓને બીહવાનું શું છે? તું જો ભલો અને તાબેદાર તથા નેક હોય, તો તારે સામું ખુશી થવું જોઈએ કે, તે જાસુસો મારફતે તારી ભલાઇ પાદશાહનાં કાંન ઉપર આવશે. દીન અને રાજ્યની બાબતમાં હાલ મામલો એટલો તો બીગડલો છે કે, પાદશાહે ખરી ખબર જાણવી

જોઇએ. ફકત એટલું હોવું જોઇએ કે, પાદશાહ આગલ ખબર આપનારાઓ વિસ્વાસુ હોવા જોઇએ, કે જેઓ ખોટી ખબર નહિં પુગાડે.

૧૧–નું વાંક કાહડે છે કે, પાદશાહે પોતાનો વારેસ નેમવાનું કામ પોતાના અમીરો, સલાહકારો અને ધર્મગુરૂ ઉપર મેલેલું છે. અમોએ તો એવું ઇચ્છયું છે કે, એ બાબદ ઉપર પાદશાહ અલગ રહે, અને કોઇની પણ સલાહ લીએ નહિં. તે પોતાને હાથે ત્રણ ચીડીઓ લખે. એક વડા મોબેદ ઉપર, બીજી વડા મુનશી ઉપર અને ત્રીજી વડા સિપાહ-સાલાર ઉપર. એ ત્રણની ઉપરનાં પત્રોમાં પાદશાહે પોતાનો વારેસ કોણ અને કેવો જોઇએ તે બાબેનાં વિચારો દરશાવવાં. પાદશાહ મરણ પામે કે વડા મોબેદે પેલા બીજા સાથીઓ સાથે મલી પાદશાહનો પત્ર ધ્યાનમાં લેઇ, કોણને પાદશાહના વારેસોમાંથી પાદશાહ બનાવવો, તે બાબે વિચાર કરવો. જો વડા મોબેદનાં એક વારેસ બાબેના મત સાથે પેલા બીજા બે વડાઓ એક મત થાય, તો તે ધણીને પાદશાહ તરીકે જાહેર કરે. જો એક મત ન થાય, તો વડો મોબેદ સઘલા હેરબદો, દીનદારો, અને પરહેજગારો, સાથે મસલહત કરે. તેઓ સઘલા બંદગી અને "ઝમ ઝમે" (એટલે બાજનાં ભણતરમાં) બેસે. તેઓ સાથે બીજાં ભલાં આંદમીઓ પણ ખોદાતાલાની યાદમાં બેસે કે, તે સાહેબ ખરા હકદાર અને ભલા પાદશાહ માટે તેઓને બશારત કરે. સાંજ સુધી એ પ્રમાણે સર્વે બંદગીમાં બેસે, અને પછી વડા મોબેદના મનમાં જે નામ ખોદાતાલાએ સુચવ્યું હોય, તે સર્વેજન કબુલ રાખે, અને સહવારે દરબાર ભરી તેને તખ્તે બેસાડે. દરબારમાં પેહલે વડો મોબેદ બીજા હેરબદો તરફથી કેહ કે, 'અમોએ ખોદાતાલા સાથે મશ્વરત કીધી છે, અને તેણે જે કાંઇ ભલું છે તેની બશારત કરી છે.

ત્યાર પછી વડો મોબેદ બુલંદ અવાજે નવા પાદશાહને જાહેર કરે, કે "ફરેસ્તાઓએ ફ્લાંણુંને પાદશાહ પસંદ કીધો છે; તમો પણ તેને પસંદ કરો."

એમ કહી નવા શાહને ગાદીએ બેસાડી, તેનાં માથાં ઉપર તાજ મેલે. પછી તેને કેહવામાં આવે છે કે, "તું ખોદાની જરથોસ્તી દીન જે લોહરાસ્પના બેટા ગુશ્તાસ્પે કબુલેલી, તે કબુલ રાખ."

પાદશાહ તેમ કબુલ કરી કહે છે કે, "ખોદાની મેહરથી હું મારી રઇયતનું ભલું કરીશ."

* * *

૧૩–તું કહે છે કે, તું અસ્પંદીઆરના છોકરા અર્દેશીરની મારફતે પાદશાહ સાથે સગપણ ધરાવે છે, પણ તે પેહલા અર્દેશીર કરતાં આ અર્દેશીર ઘણો ચહડતો છે. કોઇ આગલા પાદશાહો હાલના અર્દેશીરને એક બે સદગુણોમાં મલતા હોય, પણ તેથી તેનાં બરોબરીઆ ન ગણાય. જો એમ હોય તો ગધેડો ઘોડા બરાબર બલકે સરસ ગણાય, કારણ તેની સુન્બ (નાલ) ઘોડાં કરતાં વધારે સખત છે, અને વલી તે રંજ ખેંચવામાં ઘોડા કરતાં સરસ છે; પણ એવી બાબદમાં સામટી રીતે વિચાર કરવો જોઇયે.

૧૪–તું કહે છે કે, પાદશાહના કાંમો અને હોકમો તુંને અજબ દીસે છે. એમાં અજબ થવાનું કાંઇ નથી. અજબ તો એ છે કે, પાદશાહે દુનિયાંને કેવી રીતે જીતી લીધી છે! જ્યાં સઘળું વેરાંન અને ગેરબ્યવસ્થા જેવું હતું, ત્યાં સઘલું આબાદ અને સમાધાન કર્યું છે. તેણે સઘલો વધારો અને સુધારો એવી રીતે કર્યો છે કે, ગોયા ભવિષ્યનાં ૧૦૦૦) વરશનું કામ આગલથી કરી મેલ્યું છે. તેણે ૧૪ વરશમાં જાણે ૧૦૦૦) વરશનું કામ કર્યું છે. તું પણ એવા કામમાં મદદ કર.

કોઈ પણ આદમીએ તકદીર ઉપર આધાર રાખી કોશેશને તજવી નહિં જોઇએ. એમ કરનાર પોતાને રૂસવા કરે છે. તેજ પ્રમાણે જે કોઇ તકદીર પર વિસ્વાસ ન રાખે અને કોશેશ ઉપરજ આધાર રાખે, તે પણ અજ્ઞાન ગણાય. તકદીર અને કોશેશ એ ભારબદાર જાનવર પર લાધેલા સામાનના કોઠલાના ભાર મુઆફેક છે. બેમાંથી એકમાં જો વધારે ભાર હોય, તો સામાન નીચે આવે, અને જાનવર હલાક થાય; તેમ માનસે તકદીર અને કોશેશ બેહુ ઉપર ઈતબાર રાખવો જોઇએ."

## અર્દશીરના સુધારા.

અર્દશીર બેશક એક મહાંન પાદશાહ થઇ ગયો છે. તેણે પોતાની રઇયતની બેહતરી માટે ઘડેલા કાયદા અને સુધારા કેવા બેમુલ હતા, તે ખરેખર જાણવા નેમજ નોધવા લાએક છે.

૧. દરએક પ્રાંતમા અકેકો ઉસ્તાદ મોકલીને અર્દશીર બાળકોને લડાયક તાલીમ અને બીજી જરૂરીઆતની કેળવણી આપતો, તથા તેઓમા જે સરવેથી વધારે બાહોશ નિકલે તેના નામ નોધી મંગાવતો.

૨. લશકરમા દરેક હજાર હજાર માનસની એક એક ટુકડી બનાવીને દરેક ટુકડી ઉપર એક એક મુબેદ તપાસનાર મુકરર કરતો.

૩. દીવાનના કાંમમા કેળવાયલા અમલદારોનેજ રાખતો.

૪. હાકેમોને તેમના ઓધા ઉપર જુદા જુદા પ્રાંતોમા મોકલતી વખતે પાદશાહ શીખામણ દે તો કે: "ખજાનો ભરપુર કરવા માટે રઇયતોને વેચતાના; સઘલો વહીવટ રાસ્તી અને દાનાઇથી કરજો; તમારા લાગતા વલગતાને તમારાં કાંમમા ભાગ લેવા દેતા ના, વિગેરે.

૫. તવંગરીમાથી ગરીબ થઇ ગયેલાની છુપી ખબર કહડાવીને પાદશાહ તેને મદદ અપાવતો.

૬. દરેક ઠેકાંણે નીશાલો અને આતશકદેહો બંધાવતો, અને બંદગીના મકાંનો સમરાવી અપાવતો.

૭. મુલકોમા અનુભવી અમલદારોને મોકલી, ખેતીના કાંમમાં સુધારો કરાવતો.

૮. ખેડુતો જે ગરીબ કે મુફલેસ હોય, જમીન ખરાબાવાલી હોય, પાણી સુકાઇ ગયાં હોય, તો નવી નેહરો ખોદાવી આપતો; જમીનને માતબર કરાવતો, અને ખેતીના હથિયારો તથા ઢોરો ખેડુતોને અપાવતો.*

## અર્દશીરની શીખામણો.

અર્દશીરની શીખામણો પણ એવીજી બેમુલ તેમજ નકલ કરવા જોગ હતી.

૧ "પાદશાહોથી બનતુ હોય ત્યાં સુધી તેઓએ તલવારને બદલે નેતરથી કાંમ લેવું જોઇયે. ‡

૨. લશકર વગર હાકમી નહી હોય; પઇસા વગર લશકર નહી હોય; ખેતી વગર પઇસા નહી હોય, અને ઇનસાફ વગર ખેતી નહી હોય."

## અર્દશીરની રાજકાર્ય નિતી.

અર્દશીરના જીગરની ઉમેદો આ હતી, કે: "મારી વફાદાર પ્રજાને વાજબી ઇનસાફ મલે. તેના જાન માલનુ રક્ષણ થાય. મારે માટે કોઇ નાહક બુરૂ નહી બોલે. રાજનો અમલ

* જુવો તવારીખે સાસાંનીઆંન સફે ૧૫૭-૧૫૮.

‡ જુવો કારનામે અર્દશીર બાબેકાંન.

આપખુદીથી નહી ચલાવતાં તે અમીર ઉમરાઓની દર-બાર ભરીને તેઓ મારફતે ચલાવતો. લશકરોને સરદારો નેમી આપી, પોતે સરવેની સરદારી પોતાના હાથમા રાખતો. પ્રાંતે પ્રાંત હાકમો નેમ્યા હતા, જયાંની તમામ ખબરો તેના કાંન ઉપર આવતી હતી. લશકરને પગાર નેમી આપી, પોતે તેમની વારંવાર કવાયદ લેતો હતો."

આ તેના સઘલા રાજ સુધારા તેની પોતાની યોજનાના પરીણામ હતાં, એમ તેણે પોતાના દીકરા શાહપુરને મરતી વખતે કરેલી નીચલી નસીહતના સખુનો ઉપરથી માલમ પડે છે.

"૧. બેટા, દુનીયાને મે અદલ ઇનસાફની તલવારથી સીધે રસ્તે ચલાવી, મે મારા નિયાગાંનોની ઇજ્જતને જાલવી રાખી છે.

૨. બેહદ રંજ ખેંચી મે જે ગંજ મેલવ્યો છે, તે હવે હું તુને સપુરદ કરૂ છું.

૩. તારા દિવસો અગરજો તું નેકી ભરેલા ગૂજારવા ચાહતો હોય, તો તું અકલને જાગવી રાખજે.

૪. જ્યારે એક પાદશાહ પોતાની દીન અને ધરમ ઉપર એતેકાદ રાખે છે, ત્યારેજ તેની પાદશાહી અને દીન એક સરખાં ચાલે છે.

૫. પાદશાહી વિના જેમ દીન અને ધરમ કાયમ રેહતાં નથી, તેમ દીન વગર પાદશાહી ચાલી શકતી નથી. દીનને પાદશાહની ગરજ છે, તેમજ દીન વગર પાદશાહની વખાણ થતી નથી. જે પાદશાહ દીનદાર હોય છે, તેજ પોતાની રઇયતની રખેવાલી કરી શકે છે.

૬. ત્રણ ચીજોથી પાદશાહી જતી રેહશેઃ—૧. પાદશાહની બેદાદી. ૨. હલકાં માનસોને સારાં માનસો ઉપર મોટાઇ આપવી.

૬. ખજાનો એકઠો કરવાનોજ લોભ રાખવો. ગરીબોને રંજ પોંહચાડીને ગંજની આશા રાખવી નહી.

૭. ખેડુતોની મેહનત અને રંજ તેજ પાદશાહનો ગંજ છે, વાસ્તે તેની નિગેહબાંની રાખવી.

૮. ગુસ્સાને મરદાનગીથી દાબી રાખજે.

૯. સરવે ઉપર એક સરખી બક્ષેસ કરતો ના, પણ ભલા અને બુરા ઉપર નજર રાખી વધતી ઓછી બક્ષેસ કરજે.

૧૦. આજનુ કાંમ કાલ ઉપર રાખવું નહી.

૧૧. દીલનો ભેદ જાણનાર હોય, તેની આગલ પણ ભેદ ખોલીને વાત કેહતો ના.

૧૨. દુનિયાને દેખાડવાની પરહેજગારી કરતો ના.

૧૩. કોઇ તારી માફી માગે, તો જુનો કીનો યાદ કરવાને બદલે, એકદમ તેને માફી બક્ષજે.*

## શાહજાદો શાહપુર.

### એક મહાન પારસી શેહનશાહ.

### શાહપુર ૧ લો.

શાહનશાહ અર્દશીરે કરેલી મહાભારત ફતેહમા, તેના દીકરા શાહપુરે પણ મોટો ભાગ લીધો હતો.

### શાહપુરના જનમની કાંહણી.

શાહજાદો શાહપુર પારથિયન વંશના છેલ્લા પાદશાહ અર્તબાનુશ, જેને શાહનામામાં અર્દવાંનને નામે ઓલખાવ્યો છે, તેની દીકરીને પેટે અવતરેલો હતો. એ પારથિયન શાહજાદી સાથ અર્દશીર શાદીના ગાંઠ

* તવારીખે શાસાંનીયાંન.

જોડાયો હતો. તે બાંનુએ પોતાના પીતાના મરણ બાદ નાહસ ભાગમા પડેલા પોતાના ભાઇઓની ફુસલવણીથી ભોળવાઇ જઇ, પોતાના ધણી અર્દશીરને ઝેર ખવડાવી મારી નાખવાની યુકતી, એક કરામતી બચાવથી જાહેર થઇ જવાથી, અર્દશીરે એ બાંનુને કતલ કરવા માટે પોતાના બુઝર્ગ વજીરને હવાલે કરી હતી. મગર એ સજા વજીર અમલમા મુકે તે આગમજ તે બાંનુએ પોતાના પેટ માહેલા હમેલની હકિકત વજીરને જાહેર કરી, પોતાનો જીવ ઉગારવા, અને પેટ માહેલાં બાળકનો જીવ બચાવવા માટે પોતાના ખાવિંદ અર્દશીરને અરજ કરવા કહ્યું.

વજીરે આ સમાચાર તુરતજ પાદશાહ અર્દશીરને જઇ જાહેર કીધા. પણ અર્દશીર આ ઓરતની નિમકહરામીને લીધે, એટલો તો ગુસ્સામા આવી તપી ગયલો હતો. કે તેણે આપેલો હુકમ પાછો ફેરવવા ના પાડી, તે ઓરતને કતલ કરવા જણાવ્યું. તે વજીર ઘણોજ દુરંદેશ અને દાનાવ હોવાથી, અને અર્દશીરને પેટે અત્યાર સુધી ગાદીનો કોઇબી વારેસ પેદા પડેલો નહી હોવાથી, ભવિશનો લાંબો વિચાર કરી, તેણે તે ઓરતને કતલ કરવાને બદલે તેનો જીવ બચાવી, એક છુપા મેહલમા તેણીને શેહનશાહ તેમજ ઇરાંની રઇયતની નજરથી છુપી રાખી. એ કાંમ પાર પાડવા માટે, વજીરે, પોતાના શરીર ઉપર જે જે કષ્ટી ખેંચી લેઇ, અર્દશીરની રાણીને નિંન્દાખોરોની નિંન્દાથી બચાવવાની જે યુકતી રચી હતી, તેનુ શાએર ફીરદોસી લંબાણ વિવેચન કરે છે. અંતે અર્દશીરની બાંનુએ એક બેટાનો જનમ આપ્યો, વજીરે આ બંને મા અને દીકરાને દરેક સંભાલથી સાચવી, તેમની ઇજ્જાજત કરી. એ દીકરાનુ નામ વજીરે શાહપુર રાખ્યુ, અને તેને ઘણીજ જતનથી તેણે મોટો કીધો હતો.

**શાહજાદો શાહપુર સાત વરસની ઉમરનો થાય છે.**

એવી રીતે શાહપુર પોતાના બાપ અને તેની રઇયતની નજરથી દુર વસી સાત વરસની ઉંમરે પુગે છે. શાહપુર જ્યારે સાત વરસની ઉંમરે

પુગ્યો, ત્યારે શેહનશાહ અર્દશીર એકાવન વરશની બુજોર્ગ ઉમરે પુગે છે. પોતાની વધી ગયેલી બુઝોરગીને જોઇ પાદશાહ અર્દશીર એક રોજ ઘણોજ ઉદાસ થઇ અફસોસ કરવા લાગ્યો, કેમકે પોતાની મોટી ઉમર છતે હજી તેને ત્યાં એકબી વારેસ દીકરાનુ ફરજંન્દ હતું નહી. પોતાની હયાતી બાદ તેના તાજ અને તખતનો વારેસ કોણ થશે, તેના વિચારમા તે પડયો હતો, તેવામા તેના બુજોર્ગ વજીરનુ ત્યાં આવવું થયું, અને પોતાના પાદશાહને એટલો બધો ઉદાસ જોઇ તેનુ કારણ પુછયું, અને અર્દશીરે પોતાના દીલની ખરી હકિકત જાહેર કીધી.

## વજીરે અર્દશીરને આપેલી વધાઇ.

અર્દશીરને આવી રંજીદા હાલતમા જોઇ, તેના દાનેશમંદ વજીરે ખરી હકિકત જાહેર કરી, તેની બાંનુને તેણે કતલ કરી નથી, પણ જીવતી રાખી છે, અને તેણીએ એક ખુબસુરત બેટાનો જનમ આપ્યો છે, એવી ખુશબખ્તીભરી વધાઇના સમાચાર જણાવ્યાથી, અર્દશીરનુ દીલ ઘણુંજ હરખઇ ગયું, અને તે બાળકને મલવાને તેમજ તેને જોવાને તે અધીરો થઇ પડયો.

## શાહજાદા શાહપુરની કસોટી અર્દશીર કેમ કરે છે?

મગર તે દીકરો તેના જેવીજ હિંમત અને તેના જેવાંજ દીલાવર જીગરનો છે કે નહી, અને તેની રગોમા સાસાંની લોહી કેવી જોષવાલુ છે, તેની તપાસ લેવાનુ અર્દશીરે પેહલ્લાં નક્કી કીધું. પોતાના આ બાહોશ વજીરને અર્દશીરે તુરતજ હુકમ કીધો, કે શાહજાદા શાહપુરના જેવા કદના, અને રંગના એક સો છોકરાઓને શેહરમાથી મેલવી ભેગા કરવા, અને તે સઘલાઓને શાહપુરના જેવાંજ એક રંગ અને એકજ જાતનાં એક સરખાં કપડાં પેહડાવી, જાહેર ચોગાંનમા 'ગુએબાજી *' (હડી દાવ)ની રમત રમાડવા છુટા મેલવા.

* ગુએબાજી યાને હોકીના જેવી રમત અસલ ઈરાંનીઓ ખેલતા હતા.

અર્દશીરનાં આ ફરમાનને અનુસરીને તેના વજીરે શાહપુરની ઉમરના, અને તેના જેવાજ કદ અને રંગના એક સો જવાંનો ભેગા કરી, તેઓને એક રંગના એક સરખા પેહરવેસ પેહડાવી જાહેર ચોગાનમા દડીદાવ રમાડવા બાહાર કાહડયા. આ બાલકોની દડીદાવની રમત જોવા ઇરાંનની ખલકત ભેગી મલી, અને શાહ અર્દશીર પોતે પણ ત્યાં એક ઉંચી બેઠક ઉપર આવી બેઠો. એક સો બાલકોમા ભેલાયલા શાહજાદા શાહપુરને પાદશાહ અર્દશીર પણ ઓલખી શકયો નહી. છોકરાઓની રમત પુર જોશમા ચાલુ થઇ. અંતે અર્દશીરે એક સવારને હુકમ કીધો. કે: "મયદાંનમા જઇ તે બાલકોની દડીને મારી તરફ ફેંકવી."

આ ફરમાનને અનુસરી તે સવાર મયદાંનમા ગયો, અને તેણે તે દડી ઉઠાવી પાદશાહ તરફ ફેંકી. તે દડી અર્દશીરના પગની આગલ આવી પડી. મયદાંનમા ખેલતા સઘલા છોકરાઓ આ બનાવથી હેબતી ગયા, અને તેમની રમત તેજ વખતે બંધ પડી. સઘલા છોકરાઓ એકઠા થઇ વિચારમા પડયા, અને પાદશાહનો રૂઆબ અને દમામ જોઇ કોઇબી છોકરાએ તેના કદમ આગલ પડેલી દડી ઉઠાવી લાવવાની હિંમત કીધી નહી. આવો મામલો જોતાંજ શાહજાદા શાહપુરે પોતાની રગોમા વેહતાં શાહી લોહીને અનુસરતી ધમક અને હિંમતથી બેધડક દોડી જઇને, અર્દશીરના કદમ આગલ પડેલી દડી ઉઠાવી પોતાનાં સોબતીઓની તરફ ફેંકી, અને પોતાના સોબતીઓ સાથ તે પાછો રમતમા મશગુલ થયો.

શાહપુરની આવી હિંમત જોઇ, અર્દશીરે તુરતજ તે છોકરાને પોતાના ફરજંન્દ તરીકે પિછાન્યો, અને પોતાને ગલે લગાડી, તેને અને તેની માતાને પાછાં પોતાના મેહલમા લાવી રાખ્યાં.

## અર્દશીર પછી તેના દીકરા શાહપુરનો અમલ.

અર્દશીરના મરણ પછી તેના વારેસ તરીકે તેનો દીકરો શાહપુર ઇરાંનની ગાદીએ આવ્યો હતો. શાહપુર ઇ૦ સ૦ ૨૪૦ ના સાલમા

ઇરાંનનો શેહનશાહ થયો. શાહપુરે બધાં મલી ૩૦ વરશ ઇરાંનના શાહાનશાહ તરીકે રાજ ચલાવ્યું. ઇ૦ સ૦ ૨૪૦ થી ૨૭૦ સુધી તેનો અમલ જાહોજલાલી ભરેલો અને પુર ફતેહમંદ નિવડયો હતો.

## બાપ અને દીકરાની ઉંમર વચ્ચે ફરક.

અર્દશીર બાબેકાંન ૭૮ વરશની ઉંમરે બેહસ્તનશીન થયો હતો. અર્દશીર જ્યારે ૫૧ વરસની ઉંમરે પુગ્યો હતો, ત્યારે પોતાને પેટે એક વારેસ નહી હોવાથી તે ગમખાર બન્યો હતો. એજ પ્રસંગ ઉપર તેના વજીરે શાહપુરને અર્દશીર સાથ મેલવી આપ્યો હતો. શાહપુરની ઉંમર તે વખતે ૭ વરશની હતી. અર્દશીરે પોતાના દીકરા શાહપુરનો મીલાપ થયા પછી ૨૭ વરશ સુધી રાજ વહિવટ ચલાવ્યો હતો. એટલાં ઉપરથી સાબેત થઇ શકે છે, કે અર્દશીર જ્યારે ગુજર પામ્યો , ત્યારે શાહપુરની ઉંમર બરોબર ૩૪ વરશની હોવી જોઇએ.

## શાહપુરનુ તખતે આવવું; શાહપુરના સિક્કા; શાહપુરે કરેલાં મહાંન યુધ્ધ.

ઇરાંનની ગાદી ઉપર શાહપુર ઇ૦ સ૦ ૨૪૦ ના સાલમા આવ્યો હતો. તખત ઉપર આવ્યા પછી શાહપુરે ૩૦ વરશ રાજ અમલ કીધો હતો.

શાહપુરના અમલના ૩૧ સિક્કા મળ્યા છે, તે ઉપરથી તેના અમલ ની મુદ્દત માલમ પડી આવે છે. પારસી તવારીખમા એ પાદશાહ શાહપુર પેહલ્લા તરીકે જણાઇ ગયો છે.

શાહપુરે કરેલાં ઘણાક યુધ્ધોમા કારનામામા જણાવ્યા પ્રમાણે, બે મોટાં યુધ્ધ કરી તેણે એક મોટી યાદગાર ફતેહ મેલવી હતી. અર્દશીરે પોતાના બળથી જે જે પાદશાહોને જેર કરી પોતાના તાબેદાર બનાવ્યા હતા, તેઓ અર્દશીરના ગુજર પામ્યા પછી શાહપુરની સત્તાનો અનાદર

કરી, તેને મચક આપવા નહી લાગ્યા, અને તેઓ તેની સામે થઇ સ્વતંત્ર બનવા નિકલ્યા. પણ શાહપુર તેઓથી દબી જાય તેવો નહી હતો. તેણે ઘણીજ સીફ્‌ત અને બાહદુરીથી તેઓને દબાવી દીધા. એ સધક્ષાઓમા આરમિનીયાનો પ્રાંત જે ઇરાંનને તાબે હતો, અને જે સાસાંની પાદશાહોના કબજામા હતો, ત્યાંની તમામ રઇયતે બલવો ઉઠાવી સ્વતંત્ર થવાની હિલચાલ કીધી હતી. પણ એ આરમિનીયનોનો બલવો શાહપુરે એક મોટું યુધ્ધ કરી બેસાડી દીધો, અને તમામ રઇયતને શરણુ થવાની ફરજ પાડી હતી.

એ પછી શાહપુરે યુફ્રેટીસ અને ટાઇગ્રીસ નદીઓ વચેનો તમામ મુલક જીતી લીધો હતો.

## ઇરાનની રાણી થવાની ઉમેદ મા પોતાના બાપ તરફ બેવફા થાયલી આરબ રાજાની દીકરી.

કારનામામા જણાવ્યા પ્રમાણે શાહપુર, 'હાત્રા' યાને 'અલ-હાલદ્રાનો' કિલ્લો, જે ઘણોજ અજીત ગણાતો હતો, તે જીતવામા નિશ્ફલ નિવડયો હતો. હાત્રામા આરબ લોકોની વસ્તી ઘણીજ મોટી હતી, અને વળી તેઓ એટલા તો જોરાવર અને ઝનુની હતા, કે તેઓએ રૂમી શેહનશાહ ત્રેજન અને સીવેરસને પણ હાર આપી હતી. એ કિલ્લો જીતવા જ્યારે શાહપુર ગયો, ત્યારે શાહપુરને તે ઘણોજ મજબુત અને અજીત જણાયાથી એક કુનેહભરી રીતે તેને દગો રમવો પડયો હતો. આરબ રાજાની બેટી શાહપુર ઉપર મોહી પડી, ઇરાંનની રાણી થવાની ઉમેદમા તેણીએ પોતાના બાપને શાહપુરના કબજામા આપ્યો, અને તેમ થતાંજ શાહપુર તે અજીત કિલ્લાનો માલેક થયો હતો. એ પછી જો કે શાહપુર તે આરબ રાજાની દીકરીને પરણ્યો ખરો, પણ તેણીએ પોતાના બાપને આપેલા દગાની તકસીર માટે તેણીને કતલ કરાવી હતી.*

* જુવો કારનામે અર્દશીર બાબેકાંન.

## મેસોપોટેમીયાનો પારસીઓએ લીધેલો કબજો.

'હાત્રા'ના બળવાન મુલકને જીતી શાહપુર ધરાયો નહી. તેણે તુરતજ ટાઇગ્રીસ અને યુફ્રેટીસ નદીઓ વચ્ચે આવેલો મેસોપોટેમીયાનો આખ્ખો પ્રાંત રોમનો સાથ એક મોટું યુધ્ધ કરી જીતી લઇ, આ બહાદુર પારસી પાદશાહે પાછી પારસી ધજા ત્યાં ઉડતી કરી, રોમન લશકરને સખત હાર આપી હતી.

## વેલેરીયન અને શાહપુર.

એ પછી રોમ અંદર મહાન ફેરફારો ચાલુ થતા રહ્યા. ચોદ વરશમા રોમની ગાદી ઉપર ૭ શેહનશાહો આવી ગયા. છેલ્લો રોમન શેહનશાહ વેલેરીયન ૬૦ વરશની જઇફ ઉંમરે પોંહોચેલો હતો. રોમન પ્રજાએ તેને એકમતે પોતાના શેહનશાહ તરીકે કબુલ કીધેલો હતો. વેલેરીયન ઘણો ભલા ખવાસનો અને નેક ખસલતનો હતો. જુલમગારોને તે હંમેશા સજા કરતો હતો. સઘલી રીતે તે રોમન પ્રજાનો માનીતો હતો. પણ કમનસીબે તેને પોતાના દીકરાને પોતાની હઇયાતીમા પોતાનો જોડીયો શેહનશાહ નેમ્યાથી તેની તમામ રઇયત ખલબલી ઉઠી, કેમકે રોમન પ્રજાને બેવડા રાજાઓનો અમલ બીલકુલ પસંદ પડયો નહી.

રઇયતમા બેદીલી અને કચવાટ ફેલાઇ રહેલો જોઇ, ગૉથ અને વેનડોલ જેવા બારવટીયા લુટારાઓએ, હજારો બલકે લાખોની સંખ્યામા દેશ ઉપર ઉતરી પડી, લુટફાટ અને ખરાબી કરવા માડી.

આવી આધા ધંધુ હાલત રોમમા ચાલી રેહી છે, એવી ખબર ઇરાંનમા શેહનશાહ શાહપુરને કાંને પડતાંજ, તેણે એક મોટાં લશકર સાથ મેસોપોટેમીયા ઉપર પાછો હુમલો કીધો, અને ઘણાક રૂમી શેહેરો જીતી લીધાં.

## એન્ટીઓકમા પારસી શાહનશાહત.

એ પછી શાહપુરે સીરીયા દેશનુ પાયતખત જે 'એન્ટીઓક'ને નામે જાણીતું હતું, તે જીતી લેઇ ત્યાં પોતાની શાહનશાહત સ્થાપી.

એન્ટીઓક શાહપુરના હાથમા ગયુ છે, એવી ખબર જ્યારે રોમના શેહનશાહ વેલેરીયનને પડી, ત્યારે તે ઘણોજ ગભરાટમા પડયો, અને પોતે લશકર લેઇ સીરીયામા દાખલ થયો. એક જબરૂ યુધ્ધ પારસીઓ અને રોમન વચે થયું. વેલેરીયને જોકે એન્ટીઓક પારસીઓના હાથમાથી પાછું મેલવ્યું, પણ તે તેની અસલ હાલતમા તો રોમનોને મલ્યુજ નહી, કેમકે શાહપુર તે શેહરને તમામ તારાજ અને ફના કરી ચાલી ગયો હતો. શાહપુરે રોમનોને 'એન્ટીઓક'મા દાખલ થવા દીધા, પણ પાછલથી કુનેહભરી રીતે આખ્ખાં રૂમી લશકરને પછવાડેથી આવીને ઘેરી લીધું, અને તેમા રોમનોની મોટી ખુવારી થઇ ગઈ. જ્યારે પોતાની ખરી હાલત શેહનશાહ વેલેરીયને જાણી, ત્યારે પારસી લશકરે તેને તથા તેના લશકર માટે માંડેલાં છટકામાથી છુટવાની તેણે તજવિજો કરવા માંડી, પણ તેમ બની શકયું નહી.

વેલેરીયને પોતાની આવી કફોડી હાલત જોઇ, શાહપુરને કિમતી નજરાનાની બેસુમાર ભેટોથી નવાજવાની અનેક તદબીરો કીધી, પણ શાહપુરે તે સઘલું ના પાડયું. એવામા દેશમા મરકી, અને મરકી ઉપરાંત દુકાલ ફાટી નિકલ્યો. શાહપુરે વેલેરીયનના લશકરને જેર કરવા પોતે નાખેલો ઘેરો વધારે સાંકડો કીધો, અને તેના પરીણામમા અંતે વેલેરીયનને ઇ૦ સ૦ ૨૬૦ ના સાલમા શાહપુરે કેદ પકડયો.

## તવારીખનો વેલેરીયન, તે શાહનામાનો બજાનુસ.

શાહનામાનો જીનતગુજીન શાએર ફીરદોસી, રોમના આ શેહનશાહ વેલેરીયનને પોતાના શાહનામામા 'બજાનુસ'ને નામે ઓલખાવી ગયો છે. બીજા તવારીખનવેશો, વેલેરીયનની શીકસ્તનું કારણ દુકાલ અને

મરકી જેવાં કારણોને આભારી ગણે છે; પણ તે વાત બીલકુલ જુદી છે. કેમકે શાએર ફીરદોસી, જેણે સાસાંની પાદશાહોની તવારીખ ઇરાંની લખાણોને આધારે લખી છે, તે વેલેરીયનની શીકસ્તનુ બીલકુલ જુદુંજ કારણ શાહનામામા આપી જાય છે. ફીરદોસી પ્રમાણે, શાહપુરે ફતેહ મેલવ્યાથીજ વેલેરીયનને શરણ થવાની ફરજ પડી હતી. ફીરદોસી પ્રમાણે વેલેરીયન એક દસ્તાવેજમા શાહપુર ઉપર નીચે પ્રમાણે લખે છે.

### રૂમના શાહે, શાહપુર ઉપર સુલ્લેહ કરવા માટે લખેલો પત્ર.

"દુનિયાને વાસ્તે તું આટલી બધી ખુનરેજી કરે છે, તો કીયામતને દાહડે ખુદા તુને પુછશે, ત્યારે તું શું જવાબ દેશે, અને કેવી રીતે માફી મેલવશે? હું તારી જકાત આપવા રાજી છું. મારા બેશાવંદો તેની શાનમા આપુ છું."

વેલેરીયને એવો રૂકો સુલ્લેહ કરવા માટે શાહપુર ઉપર લખી મોકલ્યો, અને એ રૂકાની સાથે નીચલી ચીજો મોકલાવી આપી હતી.

૧૦ ગાયના ચાંમડાના મોટા કોથળા ભરીને સુંના તથા રૂપાના સિક્કાઓ.

૧૦૦૦ રૂમી ખુબસુરત ગોલામો અને લોંડીઓ.

અને એ ઉપરાંત બીજી કિમતી વસ્તુઓ, બેસુમાર કિમતી શમ અને કસબની બનાવટનું કાપડ શાહપુર ઉપર મોકલી વેલેરીયને સુલ્લેહ કરવા માંગી હતી, પણ શાહપુરે તે કબુલ કીધું નહી, અને લડાઇ ચાલુ રાખી. અંતે નસીબને પોતાની સાંમે રૂઠેલું જોઇ વેલેરીયન લડાઇના મેદાનમાથી નહાસી જતો હતો, તેવામા તે શાહપુરના હાથ ઉપર પકડાયો, અને તમામ રોમન લશકર, પોતાના શેહનશાહને કેદ પકડાયલો જોઈ, પોતાના હથિયાર છોડી દઈ ઇરાનના શેહનશાહને શરણ થયું.

## મહાભારત ફતેહના પાહાડ ઉપર કોતરાવેલા ચીતાર.

સાસાંની પાદશાહોએ રૂમ ઉપર મેલવેલી અત્યાર આગમજની, તેમજ અત્યાર પછીની સઘલી ફતેહો કરતાં આ ફતેહ સરવેથી વધારે મહાભારત હતી, કેમકે એ ફતેહ ઇરાનના એક મોટા મહાન હરીફ શેહનશાહને જીવતો પકડી તેને કેદ કરવામા સમાયલી હતી. એ ફતેહ શાહપુરને એટલી બધી તો અગત્યની લાગી હતી, કે તેણે પાહાડો ઉપર એ મહાભારત ફતેહના ચીતાર પણ કોતરાવેલા છે.

## રોમનો નવો શેહનશાહ.

વેલેરીયનના પકડાઇ જવાથી રોમનોની ગુમાનીનો દોર તુટી ગયો, અને તેઓ લાચાર થઇ ગયા. પારસી શેહનશાહ શાહપુરના ફરમાન પ્રમાણે ચાલ્યા વગર તુમાખી રોમનોનો છુટકો હતોજ નહી. વેલેરીયનને એવી આશા હતી, કે તેના પકડાયા પછી તેના દીકરાને રોમની ગાદી ઉપર શાહપુર બેસાડશે. પણ શાહપુરે એક મોટી દરબાર ભરી, વેલેરીયનના દીકરાને રોમના શેહનશાહ તરીકે કબુલવા ના પાડી, પોતાની મરજીનો શેહનશાહ રોમની ગાદી ઉપર બેસાડવાનો ઠરાવ તેણે જાહેર કીધો, અને શેહનશાહ તરીકે તેને કબુલવા અને તાબે રેહવાનું ફરમાન શાહપુરે જાહેર કીધું. શાહપુરે રોમના નવા શેહનશાહ તરીકે સીરીયેડીસ નામના પોતાના એક રૂમી મિત્ર સરદારને રોમના નવા શેહનશાહ તરીકે, એક મોટી શાહી દરબાર ભરી મુકરર કીધો, અને તેને માથે રોમનુ તાજ મુકી તેને પેહલ્લુ ફરમાન એ આપ્યુ, કે તેને હંમેશાં ઇરાંનને તાબેદાર રેહવું. શાહપુરે આ મહાભારત બનાવની યાગારીમા સીરેડીયસને પોતે તાજ આપે છે, તેનો ચીતાર પણ પાહાડ ઉપર કોતરાવ્યો હતો.

## • આખાં એશીયા-માઇનરમા પારસી શેહનશાહત.

પારસીઓની આ ફતેહ કાંઇ જેવી તેવી નહી હતી. રોમની શાહનશાહતનો આવી રીતે ફડચો કીધા પછી, શેહનશાહ શાહપુરે

આખું 'એન્ટીઓક' શેહર જીતી લીધું, અને શિલીશીયા તથા કેપેડો-શીયાના મુલકો ઉપર એકદમ ચહડાઇ કરી, તે જીતી લીધાં. એટલેથી નહી ધરાતાં, શાહપુરે 'સેન્ટ પૉલ' ની જન્મ ભુમી ટારસસ જીતી લીધી, અને બીકટ પાહડી મારગોનો કબજો લેઇ, તે રસતે આગલ વધી, પ્રખ્યાત સીઝરીયા શેહર ફતેહ કરી, આખું એશીયા માઇનર તાબે કીધું, અને ત્યાં પારસી શેહનશાહતની ધજા ઉડતી કીધી.*

## વેલેરીયનને શાહપુર કરાંન લેઇ આવે છે.

આ મહાન ફતેહ પછી શાહપુર પોતાના રાજધાની શેહર તરફ પાછો ફરયો. પણ તે કાંઈ એકલો પાછો ફરયો નહી હતો. તે પોતાની સાથ પોતાના શાહી કેદી વેલેરીયનને લેઈ આવ્યો હતો. એવું કેહ છે, કે વેલેરીયનની દેખરેખ હેઠલ, કારૂન નદી ઉપર, વીસ ફીટ પોહલો, અને બાર સો ફીટ લાંબો એક ગંજાવર મોટો પથરનો બંદ જે શાહપુરે બંધાવ્યો, તે વેલેરીયનની દેખરેખ હેઠલ બંધાવ્યો હતો, જેનુ નામ 'બંદે-કએસર' રાખવામા આવ્યુ હતું.†

## શાહપુરનુ ઘાતકીપણુ.

રોમના શેહનશાહ વેલેરીયનને જેર કરી તેને કેદ કીધા પછી, શાહપુરને માટે કેહવામા આવે છે, કે તેણે વેલેરીયન ઉપર ઘણુજ ઘાતકીપણુ ચલાવ્યું હતું. પણ શાહપુરે એવી રીતે વેલેરીયન ઉપર ચલાવેલાં ઘાતકીપણાની હકિકત રૂમી લખનારાઓ લખી ગયા છે, જે અલબતાં ઘણી સહરાગાત ભરી કેહવાય છે, કેમકે પ્રખ્યાત તવારીખનવેશ રોલીનસન એ વાત માનવા ના પાડે છે. કોઇ લખી ગયો છે, કે શાહપુર વેલેરીયનને પોતાના એક

* આ કાંઇ શાહપુરની મહાન ફતેહનો વિગતવાર હેવાલ નથી. એને કરેલી ફતેહનો બારીક હેવાલ કારનામામા આપેલો છે.

† સો૦ જ૦ બલસારા, એમ. એ.

ગુલામ તરીકે ગણતો હતો, અને કોઇ તો એટલા સુધી આગલ વધી લખી જાય છે, કે શાહપુર જ્યારે ઘોડેસ્વાર થતો હતો, ત્યારે વેલેરીયનને વાંકો વલાવી, તે તેની પીઠ ઉપર પગ મુકીને ઘોડા ઉપર ચહડતો હતો. એટલુંજ નહી, પણ વેલેરીયન જ્યારે મરી ગયો, ત્યારે શાહપુરે તેના શરીર ઉપરનુ ચાંમડું ઉખેડી કહડાવી તેમા ખુશબો ભરાવી, તેને એક ખ્રીસ્તી દેવલમા લટકાવ્યું હતું.

પણ એ, અને એના જેવાં બીજાં સઘલાં બોહતાનો શાએર ફીરદોસીના હેવાલ ઉપરથી ખોટાં પડે છે. ફેરદોસીના જણાવ્યા પ્રમાણે વેલેરીયન (બજાનુસ) ઉપર શાહપુરે એવી કિસમનો કાંઇબી જુલમ ગુજારયો નહી હતો. ફીરદોસીના જણાવ્યા પ્રમાણે તો શાહપુર વેલેરીયનને તેની બુજોરગીને લીધે હંમેશાં ઘણુજ માન આપતો હતો, અને પોતે જ્યાંબી જતો ત્યાં વેલેરીયનને પોતાની સાથેજ રાખી, મુશકેલ કાંમોમા તેની સાથ મસલત ચલાવી, તેની સલાહ લેતો હતો. આગલ જણાવ્યા પ્રમાણે શાહપુરે કારૂન નદી ઉપર ગંજાવર પુલ બાંધવાનુ કામ વેલેરીયનને (બજાનુસને) સોંપીયું હતું, અને એવુંબી જણાવવામા આવે છે, કે તે પુલ બાંધવાનું પુરૂં થયા પછી, શાહપુરે વેલેરીયનની ખાએસને ધ્યાંનમાં લેઇ, તેને તેના વતન જવાની રજા આપી હતી.

એવાં એવાં, અને એના જેવાં બીજાં ઘાતકીપણાંના ઘણાક બોહતાનો, રૂમી લેખકોએ શાહપુર માટે જોડી કાહડી તવારીખે નોંધ્યાં હતાં. પણ તે સઘલાંનું ખોટાપણું પ્રખ્યાત ઇંગ્રેજ તવારીખનવેશ 'ગીબને' સાબુત પકડી પાડી, કદીબી તુટે નહી એવી દલીલોથી તે ખોટાપણું ખુલ્લુ કરી આપ્યું છે. શાહપુર પોતાના આ શાહી હરીફ તરફ કેટલાં માનથી જોતો હતો, તે એટલાં ઉપરથીજ જણાઇ આવે છે, કે કારૂન નદી ઉપર વેલેરીયનની દેખરેખ હેઠલ તેણે જે મોટો પુલ બંધાવ્યો હતો, તે પુલનુ નામ

'બંદે કએસરાં'

આપ્યું હતું. આજેમી એ રૂમી કએસરનો બંદ એવે નામે ઓલખાય છે.

## શાહપુરે વસાવેલાં શેહરો.

શાહપુરે ઘણાક શેહેરો વસાવ્યા હતાં. એવાં શેહેરોમા અહવાજમાં 'શાહપુર' નામનુ, ખુજીસ્તાનમા રૂમી કેદીઓને રાખવા માટે 'કંદે શાહપુર' નામનુ, અને ખોરાસાનની સરહદ ઉપર 'નીશાપુર' નામનુ શેહેર પોતાના નામ ઉપરથી તેણે વસાવ્યાં હતાં.

## હાજીયાબાદમાંથી મલી આવેલો લેખ.

શાહપુરના બાબમા મલી આવેલા કેટલાક લેખ, નકસે-રજબ, અને નકસે-રૂસતમ ખાતે જણાયા છે. પણ એ સઘલા નકસો કરતાં, એક જાણવા જોગ લેખ પુરાતન પરસીપોલીસની પડોસમા આવેલાં હાજીયાબાદ નામના ગામમાથી મલી આવેલો એક લેખ, કે જે લેખ આજ સુધી હેયાત રેહલો છે, તે શાહપુરની મહાભારત ફતેહ ઉપર મોટું અજવાલું નાખે છે. એ લેખ ત્રણ ભાશામા કોતરાવેલો છે. એ ત્રણ ભાશા માહેલી બે ભાશા સાસાંની તથા ખાલદી છે, જ્યારે ત્રીજી ગ્રીક ભાશા છે. આ લેખમા શાહપુર પોતાને,

## ઇરાંન અને અન-ઇરાંનના પાદશાહોનો પાદશાહ

તરીકે ઓલખાવે છે, અને પોતાની બુનીયાદનો સીલસીલો આપતાં જણાવે છે, કે તે ઇરાંનના પાદશાહોના પાદશાહ મજદયશ્નની પવિત્ર અર્દશીરનો બેટો, અને પાદશાહ પવિત્ર બાબકનો નબીરો છે.

આ લેખ ઉપરથી શાહપુરના બાબમા જે એક અગતની બાબત સાબેત થાય છે, તે એ કે પાદશાહ અર્દશીર અમે એવો સુરવીર હોવા છતાં, તે માત્ર ઇરાંન પર જમીનનાજ પાદશાહોનો પાદશાહ ગણાયે હતો, પણ શાહપુર તો જેમ ઇરાનના તેમજ અન ઇરાનના, યાને ઇરાનની

સરહદની બહાર આવેલા મુલકોના પાદશાહોનો પણ પાદશાહ ગણાયો હતો.

## શાહપુર—એક સાચો મજદયસ્નની પાદશાહ.

શાહપુરના અમલના મલી આવેલા સિક્કાઓમા ખાસ નવાઇ જેવું કાંઇબી જણાતુ નથી. પણ તે પોતાને એક ચુસ્ત 'મજદયશ્ની' તરીકે જણાવે છે. એ એકરાર ઉપરથી જણાઇ આવે છે, કે શાહપુર એક ચુસ્ત દીનદાર, અને મજદયસ્ની ધરમ ઉપર જાનફેસાની કરનાર પારસી પાદશાહ હતો. પોતાના બાપને પગલે ચાલી, શાહપુરે પણ જરથોસ્તી ધરમના ગુમ થાયલાં પુસ્તકોને પાછાં મેલવવા, અને મજહબના કામનો ચોતરફ વધારે ફેલાવો કરવા માટે મોટી જેહમત ઉઠાવી રેહયો લતો.

## પેગંબ્બરી દાવો કરનાર 'માની'.

જરથોસ્તી આલમના કમનસીબે, જુદા જુદા જમાનામા જેમ ઠગારા ડોલ ધાલુઓ ધરમના નવા નવા ફતવા ઉભા કરી, નબલા જરથોશ્તીઓના નબલાં મનને ભમાવી બેહકાવે છે, તેમ પાદશાહ શાહપુરના રાજ અમલમા પણ એવોજ એક ધરમ ઠગ, પેગમ્બરી દાવો કરવા બહાર પડયો હતો.

તે ધરમ ઠગનુ નામ 'માની ખ્યસ' યાને 'માની' હતું. તે એક બાહોશ ચીતારો હતો. તેણે જુદા જુદા ધરમનો અભ્યાસ કરી લોકોને ભમાવી ભંભેરીયાં હતાં, અને તેમ કરી તેણે એક નવો પંથ ઉભો કીધો હતો. પેહલ્લાં તો તે 'ખ્રિસ્તી' થયો, અને 'અરજંગ' નામે એક પુસ્તક લખીને ખ્રિસ્ટી ધરમને તે સુધારવાની તજવીજ કરવા લાગ્યો. તેની આવી વાંધાંભરી ચલણને લીધે, ખ્રિસ્ટી પાદરીઓએ, 'માની'ને પોતાના પંથમાથ્રી હાંકી કાહાડયો હતો, જેથી પાદશાહ શાહપુરની મદદ માગી તે પોતાનો નવો ધરમ ફેલાવવાની તજવિજ કરવા

લાગ્યો. પણ તેના આચાર વિચારો નુકસાંન કરનારા જણાયાથી તેને દેશનિકાલ કાહાડયો હતો.

## હોરમજ.

શાહપુર પાદશાહ ઇસવી ૨૭૧ મા ૩૧ વરશ રાજ અમલ ચલાવી ગુજર પામ્યો હતો. શાહપુરના ગુજરવા બાદ તેનો દીકરો હોરમજદ ઇરાંનની ગાદી ઉપર બેઠો. આ હોરમજદના જનમની કાહાંણી અર્દશીર બાબેકાંનના દાસ્તાનના છેવટના ભાગ સાથ ધાડો સંબંધ ધરાવતી હોવાથી, આ દાસ્તાનમા તેનો સંક્ષેપ હેવાલ આપેલો વાંચકો જોઇ શકશે. પાદશાહ હોરમજદની જીંદગીના દાસ્તાનને અર્દશીરની હકિકત સાથ કાંઇબી ધાડો સંબંધ હોય એમ નહી લાગ્યાથી, તેના જનમની કાંહાંણીનેજ ફક્ત આ પુસ્તકમા દાખલ કરી છે, કેમકે અર્દશીરની જીંદગીના હેવાલ કરતાં અર્દશીરના દીકરા શાહપુરની જીંદગી સાથ હોરમજદના જનમને વધારે સંબંધ હતો.

એટલું છતાં કહ્યા વગર ચાલતું નથી, કે પાદશાહ હોરમજદની જીંદગી, અને તેનો રાજ અમલ ઘણોજ ટુંકો નિવડયો હતો. હોરમજદના અમલમા કોઇબી રાજ્ય સાથ કોઇબી કીસમની લડાઇમા ઇરાંનને ઉતરવું પડયું નહી હતું. એનો અમલ ઘણોજ સુલેહ અને કાંઇબી ખટપટ વગરનો નિવડયો હતો. પોતાના બાપ શાહપુરના ગુજર પામ્યા પછી, હોરમજદે ફક્ત એકજ વરશ ઇરાન ઉપર અમલ ચલાવ્યો હતો, કેમકે તે બીજેજ વરશે ગુજર પામ્યો હતો.

## અર્દશીરનો અમલ.

અર્દશીરના સંખ્યા બંધ સિક્કાઓ ઉપરથી એવુ માલમ પડે છે, કે અર્દશીરે ૪૦ વરશ સુધી રાજ કીધુ હતું. એ બીનાને ફીરદોસી તેમજ અલબીરૂની ઉપરાંત બીજા તવારીખનવેશો પણ ટેકો આપી ગયા છે.

## અર્દશીરના પાહાડો ઉપરના લેખ અને ચીતારો.

એ પાદશાહના પરવતો ઉપર કોતરાવેલા મલી આવેલા ચિતારો, અને પેહેલવી લેખો ઉપરથી તેની તવારીખના સંબંધમા, તેમજ માજદયસ્નની મજહબના સંબંધમા કેટલુક નવું અજવાલુ પડે છે.

અર્દશીરના સિક્કા પાંચ જાતના છે. તે જેમ સુનાના તેમજ રૂપાંના પણ છે. સુનાના સિક્કાનુ વજન ૩૬ ગ્રેનનુ છે. અર્દશીર ઇરાંનનો શેહનશાહ થયા પછી તેણે પડાવેલા સિક્કાઓ ઉપર પાદશાહનો ચીતાર કોતરાવેલો છે, અને તે ઉપરાંત

'મજ્દીસ્ન બગી અર્તક્ષેત્ર મલ્કા'

અથવા કોઇ ઠેકાણે 'મલ્કાંન મલ્કા અઇરાંન.' યાને "ખુદાને માનનાર પવિત્ર અર્દશીર ઇરાનના પાદશાહોનો પાદશાહ" એવા લેખો છે. વળી એજ સિક્કાની બીજી બાજુએ આતશનુ પાતરૂં છે, જેની આસપાસ એવો લેખ છે :

અર્તક્ષત્ર નવાજી.*

અર્દશીરના પાહાડો ઉપરના ચીતારો, મુખ્ય કરી તખ્તે બોસ્તાંન, નક્ષે રૂસ્તમ, ફીરૂઝાબાદ વિગેરે પાહડો ઉપર કોતરેલા મલી આવ્યા છે. કોઇ કોઇ ઠેકાણે અર્દશીર અને તેનો દીકરો શાહપુર ઘોડેસ્વાર થયલા, તો કોઇ ઠેકાણે પ્યાદા ઉભેલા જણાય છે. કોઇ ઠેકાંણે અર્દશીર પોતાના રસાલેદારો સાથ જણાય છે.

અર્દશીરનું વસિહતનામું.

શાએર ફીરદોસી પ્રમાણે પાદશાહ અર્દશીર બાબેકાંન ૭૮ વરસની ઉંમરે ગુજર પામ્યો હતો. મરતી વખતે તેણે પોતાના દીકરા શાહપુરને ઘણીજ જાણવા જોગ નસિહતો કરી હતી, જેનો મુખ્તસર સાર અતરે રજુ કરી આ લંબાંણુ દીબાચો સમાપ્ત કરૂ છું.

ન્યૂ ફોરાસ રોડ,
એડવર્ડ બિલ્ડીંગ.
પોસ્ટ ગ્રાંટ રોડ.
૯ મી નવેંબર ૧૯૨૨.

[signature]

* આ શબ્દોનો અર્થ કોઇ એવો કરે છે કેઃ "અર્દશીરનુ આતશનુ પાતરૂં" અને બીજાઓ એવો અર્થ કરે છે, કેઃ "ગાયન કરનાર અર્દશીર." (કા૦ અ૦ બા૦)

બનામે યજદાં

# મહાંન

# અર્દશીર બાબકાંન

## પ્રખ્યાત પારસી પાદશાહ.

સાસાંની વંશમા થઇ ગયલા સઘલા જરથોસ્તી પાદશાહોમાં અર્દશીર બાબકાંનનો જમાનો ઇરાંનની તવારીખમા અતી ઘણો અગત્યનો કેહવાયો છે.

## બહુમન યશ્તમા કરેલા સાત ઇશારા.

બહમન યશ્તમા જણાવ્યું છે, કે પેગંમ્બર જરથોસ્તે સ્વપનામાં એક ઝાડ જોયું હતું. તે ઝાડને સાત ડાંખલી હતી. તે સાત ડાંખલીઓ સુંન્ના, રૂપાં, ત્રાંબા, પીતલ, કલ્લાઇ, પોલાદ અને લોખંડની હતી. દાદાર અહુરમઝદે જરથોસ્તને એ સાત ડાંખલીઓનો ભેદ સમજાવતાં જણાવ્યું કે:—"એ ઝાડ તે આ દુનિયા છે, અને ધાતુની સાત ડાંખલીઓ તે જુદા જુદા સાત જમાના છે, જે ઇરાંનની તવારીખમાં ધરમ સંબંધી સાત તબક્કા છે." એ મુજબ:—

૧. સોનેરી જમાનો તે પાદશાહ ગુસ્તાસ્પનો છે.

૨. રૂપેરી જમાનો બહમનનો છે.

૩. ત્રાંબાનો તે 'વલખશ' (આશ્કાની પાદશાહ)નો છે.

૪. પીતલનો તે અર્દશીર બાબેકાંનનો છે.

૫. કલ્લાઇનો તે બેહરાંમ ગુરનો છે.
૬. પોલાદનો તે નૌશેરવાન અદલનો છે.
૭. લોખંડનો તે આરબોની ફતેહનો છે.

## અર્દશીરનો જમાનો.

અર્દશીરની આગમજ પારથીયંન વંશનો અમલ ઇરાંન ઉપર ચાલતો હતો. તેમની હકુમત ગમે એવી બોહોલી હતી, છતાં ઇરાંનમા તે જમાનો અંધકાર તરીકે જણાયલો હતો, જે યુરપની તવારીખમા Dark Ages યાને 'સિહા જમાના' તરીકે નોધાયલો છે.

એ સિહા જમાનાનો અંધકાર અર્દશીરે નાબુદ કીધો હતો. તેણે ઇરાંનની અસલી હકુમત નવેસરથી સજીવન કરીને સ્થાપી; તેણે ઇરાની કારોબાર સુધાર્યો, અને માઝદીયશની દીનને સજીંવન કીધી. એ જમાનાને યુરપની તવારીખમાં 'રેનેસાંસ' યાને સજીવંન થવાનો જમાનો જણાબ્યો છે.

એવા એક દીનચુસ્ત, દીન અને દુનિયાંને સજીવંન કરનાર મહાત્માના ગુણ અને કારકિર્દિનુ બયાન દરેક જરથોસ્તીએ મનન કરવું ઘટે છે.

હવે લાવ સાકી હકીકતની જાંમ,
કરૂં હું ખતમ્ શાહનામું તમામ્.
કિસ્સો નવો એક્ કરૂં હું બયાન,
કથન હું કથું અર્દશીર બાબેકાન.
સિકંન્દરે જીતિ ઇરાન જ્યાર,
પામાલ કીધો મૂલક ગુલઝાર.
હતું એ સિકંન્દરને દીલ ગુમાંન,
સજીવન રખે થાય મુલ્કે ઇરાંન.

બનીને દૂરંદેશ કીધી કળા,
કિધા તેણે ઇરાનના ભાગલા.[1]

૧. સિકંન્દરે ઈરાંનને ફતેહ કરી તારાજ કીધા પછી તેને એવી ફીકર પડી, કે ભવિશમાં ઈરાંનીઓ કોઇબી વખત પોતાનો અમલ સજીવન કરી રૂમ અને યુનાન ઉપર ચહડાઇ લાવશે, માટે તેણે પોતાના ઉસ્તાદ અને વજીર અસ્તાતલીસ (Aristotle) ની સલાહ લેવા એક કાગજ લખી જણાવ્યું, કે:-"હું હિંયાથી હિંન્દુસ્થાંન અને ચીન તરફ જવા ધારૂં છું, પણ મારી ગેરહાજરીમા ઈરાંની બુજરોગો, અમીરો અને ઉમરાવો તુફાન ઉઠાવે, અને મારી સ્થાપેલી હકુમત ઉંધી વાલી, રૂમ અને યુનાન ઉપર ચહડાઈ કરે, માટે હું સઘલા લાગવગવાલા ઇરાની અમીરો અને બુજરોગોને કતલ કરૂં કે જેથી કોઈ બલવો જગાડે નહી."

આ કાગજના જવાબમા, વજીર એરીસ્તોતલે જવાબ આપ્યો કે: "લડાઇની વખતે બાહદુરી, દલેરી, અને હુશીયારી દેખાડવાના ઈરાંનીઓમાં ખાસ ગુણો છે. અગરજો તું એવા ઈરાંની બહાદુરોને મારી નાખશે, તો યાદ રાખજે, કે તું દુનિયામાંથી હુશ્યારી અને બાહદુરીના સ્થંભોને ઉખેડી નાખ્યા જેવું કામ કરશે, અને તેઓને બદલે તેઓની જગ્યા ઉપર ઈરાંનનો રાજ કારોબાર હલકી બુનિયાદના માનસોને આપવો પડશે, અને જો તેમ થયું, તો યાદ રાખજે કે આ દુનિયામા કોઇ પણ બદી અથવા ફીતનો અને આફત એટલી খુવારી ઉપજાવતું નથી, કે જેટલી ખુવારી હલકી બુનિયાદના માનસો, ચહડતા ઓધા ઉપર આવ્યાથી ઉપજાવે છે. એટલાં માટે એવી બહાદુર કોમના બુજોરગોને મારી નાખી તારી કિર્તીને કલંક લગાડતો ના. * * * તુને મારી ભલામણ છે, કે ઇરાનના મુલકે મુલકમા જ્યાંબી તું એક ભલા રાજાને જોય, ત્યાં તેને રાજ્ય આપજે. દરેક રાજાને સ્વતંત્ર કરજે, કે જેથી તેઓ પોત પોતાની સ્વતંત્રપણું જાળવવા અને પોતાની દોલત વધારવા માહોમાહે હરીફાઇ ચલાવશે, અને માહોમાંહે લડી મરશે, અને તેઓ પોતાના કાંમમાં એટલા તો મશગુલ રેહશે, કે રૂમ ઉપર ચહડાઇ લાવવા જેટલો વખત કે ફુરસદ તે લોકને મલશે નહી, અને તેથી તુને દુર દેશ જતાં ચિંતા રેહશે નહી."

એરીસ્તોતલની આ સલાહ મલ્યા પછી, સિકંન્દરે આખા ઈરાંનને જુદા જુદા ભાગોમા વેંહચી નાખી, દરેક ભાગ ઉપર એક એક હાકેમ મુકરર કીધો હતો.

(કારનામે અર્દશીર બાબેકાંન.)

હલીરો દિલાવર હતા જે ગૂજીન,
થયા તેઓ મુલ્કે તવાયફ[2] જમીન.
થયાં એ રીતે સાલ બે સો[3] પસાર,
થયો કોઇબી ના શાહ મુખ્તીઆર.
થયો શાહ નહી કોઇ સરવોપરી,
મગર હાકેમોની હતી મેહતરી.
હતો તે સમે કદખુદા[4] અર્દવાંન,[5]
બેરહમંદ, બાહોશ, જાતે કિયાંન.
બૂજોરગી બૂલંન્દી હતી બખ્તવર,
અમલ કરતો ઇસ્ફાંન પારસ ઉપર.
હતો એક અરદવાંનનો મર્જબાંન,
તે હાકેમ હતો ઇસ્તખરનો મહાંન.
મુબારક હતું તેનું બાબક નામ,
બાહોશ, દિલાવર વિના કાંઇ ખામ.

* * *

૨. મુલ્કે તવાયફ યાને જુદાજુદા મુલકના રાજાઓ.

૩. એ બસો વરશ સુધી ઇરાંનના આખા મુલક ઉપર કોઇબી પાદશાહ, શેહનશાહ તરીકે અમલ કરતો નહી હતો.

૪. કદ ખુદા યાને હાકેમ.

૫. અર્દવાંન, અશકાનીઅન વંશનો પાદશાહ હતો, અને તે ઇસ્ફાંન અને પારશ * તથા તેની અતરાફમા આવેલા ભાગો ઉપર હાકમી ચલાવતો હતો. એ અર્દવાંનનુ અસલ નામ બેહરાંમ હતું, પણ તે ઘણો બહાદુર અને જોરાવર હોવાને લીધે, અર્દવાંનને નામે ઓલખાતો હતો. એ અર્દવાંને ઇસ્તખર ઉપર બાબકને હાકમ તરીકે મુકરર કીધો હતો. ( કા૦ અ૦ બા૦ )

* શાહનામામા પારસને બદલે શીરાજ જણાવ્યું છે. ( કરતા. )

## શેહનશાહ દારાની કજા, અને તેના દીકરા સાસાંનની નાહસ ભાગ.

દારાની[૬] જંગે કજા જ્યારે થઇ,
બુલંન્દ બાદશાહી ફના થઇ ગઇ.

પિસર એક દારાનો સાસાંન[૭] હતો,
દૂરંદેશ, દાના, મરદાંન હતો.

કજા જોઇ પેદરની થયો લાઇલાજ,
વતન છોડી નાહસી ગયો દુર દરાજ.

કિધું તેણે હિંન્દુસ્થાંન જઇ વતન,
ઓલાદ ખાતર કીધું પસંદ.

કિધી રંજ ભારી બની સારવાંન,*
વસિયો કેંક પેહડી હિંન્દુસ્થાંન.

છુપી રાખી બુનિયાદ અને નામ-ઠાંમ,
ગરીબીની અંદર કીધું મુકાંમ.

છુપી રાખી હાલત, વતન 'ને સદન,
કિધાં એક બાનુની સાથે લગન.

---

૬. દારા જયારે ઈરાંનવેજનો શેહનશાહ હતો, ત્યારે રૂમી સિકંન્દર ઇરાંન ઉપર ચહડાઈ લાવ્યો હતો. દારાની એ મહાંન લડાઈમા હાર થઇ, અને તમામ ઈરાંનવેજનો મુલક સિકંન્દરે તારાજ કીધો, આતશખાનાંઓને સર્દ કીધાં, અને માઝદીયસના દીનના પુસ્તકો બારી નાખી, ઈરાંનને ૯૦) કદખુદાઓમા વેંહચી નાખ્યાં હતાં. (કા૦ અ૦ બા૦)

૭. દારાનો સાસાન નામનો એક દીકરો હતો, તે પોતાના બાપની હાર અને કજા પછી હિંન્દુસ્થાંન તરફ નાહસી જઈ વસ્યો હતો.

* સારવાન યાને ઢોર ચરાવનાર ગોવાલીયો.

પયદા થયો એક પિસર ગુલફાંમ,
સાસાંને રાખ્યું સાસાંન નામ.
હરએક પેહડી જંનતી પેસર,
સદા નામ સાસાંન ધરતો પેદર.
બની ચાર પેહડી સાસાંનની,
હતી મેહર તે પર યઝદાંનની.
કદી આબ મલતું, મલતું ન નાન,
મેહલોનો માલેક થયો લા મકાંન.

**સાસાંનનું ઇરાન તરફ પાછા જવું, અને ત્યાં એક ભરવાડ તરીકે નોકરી કરવી.**

જમાનાના દોરથી મેહલમાં વસનાર શાહ દારાંનો દીકરો,—સાસાંન—પોતાના બાપનુ રાજપાત ગયા પછી, અને તેની કજા થયા પછી, તે પોતાના જીવની સલામતીને ખાતર, વતન અને દેશને છોડી, હિંન્દુસ્થાંન તરફ નાહસી, ત્યાં જઇ વસ્યો હતો. હિન્દુસ્થાંનમાં તેને પોતાનું નામ અને બુનિયાદ બિલકુલ છુપાં રાખ્યાં, અને ગરીબીમા વસી, ત્યાં પોતાનું ગુજરાંન કરવા લાગ્યો. હિન્દુસ્થાંનમા તે એક બાંનુ સાથ લગનના ગાંઠથી જોડાયો, અને તે લગનથી તેને ત્યાં એક દીકરાનો જનમ થયો. તે દીકરાનું નામ પણ તેણે સાસાંન રાખ્યું. એવી રીતે ચાર પેહડી સુધી, બાપને ત્યાં પેદા પડેલા દીકરાઓનુ નામ સાસાંન રાખવામાં આવ્યું હતું.

એવી રીતે ગરદીશના ચક્કરમાં કચડાઇ ગયલી પાદશાહ દારાની ઔલાદ માહેલો એક છેલ્લો સાસાંન, હિંન્દુસ્થાંનથી નિકલી ઇરાંન તરફ મોટી રંજ ખેચી ધંધાની શોધમાં ગયો. નસીબ સંજોગે,

અર્દવાંનના રાજમા, ઇસ્તખર મધે બાબક હાકમી કરતો હતો, ત્યાં તે જઇ લાગ્યો, અને એ બાબકને ત્યાં સાસાંન એક ભરવાડ તરીકે નોકરી રેહયો. હિંયાં સાસાને પોતાની ઓલાદની નિશાણુ બાબકથી છુપાવી રાખી હતી.

બાબકે જોયલો એક અજબ જેવો સ્વપનો.

નસિબાથી સાસાંન થઇને નિરાસ,
બનિયો તે ભરવાડ બાબકનો ખાસ.
એ ભેદ અજબ તારો આસ્માન છે,
કે હારાની નિશાણુ સાસાંન છે.
અએ ગરદાંને ગરદીશ, ઓ બેઇમાન,
તેં હારા એ હારા[૮] કિધો સારવાંન.
* * *
એક રાત બાબકે દીઠો ખૂવાબ,
મકારો છે સાસાંન સર[૯] આફ્તાબ.
ફરી બીજી રાતે જોયો ખૂવાબ,
સુફેદ એક હાથી દિઠો પુર રૂઆબ.
બેઠો'તો તે પર સાસાંન સવાર,
ચલકતી હતી હાથમાં તલવાર.

૮ સાસાંન દારા પાદશાહની તોખમથી હતો, અને સિંકન્દરે ઇરાંન ફતેહ કીધા પછી, તે નાહસભાગ કરી રેહયો હતો.

૯ સાસાંનના માથા ઉપર સુરજને પ્રકાશ તો બાબકે સ્વપનામા જોયો. આ ખાબની હકિકત ફીરદોસીના શાહનામામા આપેલી જણાતી નથી. એ હકિકત કારનામે અર્દશીર બાબેકાનમાંથી લીધી છે. બીજી અને ત્રીજી રાતના સ્વપનાની હકિકત શાહનામામાંથી લીધી છે. ( કરતા )

ઘણાકો ઉભેલા દિઠા આસપાસ,
ઝુંકાવી સર તેને કરતા નમાજ.

રિજતા હતા સૌ સુણી સૂખન,
ગમખારોના ગમ થાતાં દફન.

પડી રાત ત્રીજી ફરીને જયાર,
હતો તેજ બાબકને મન વિચાર.

પડયો નિંન્દમા તે થઇ પુર મસ્ત,
દિઠો ખાબમા એક આતશપરસ્ત.

હતા હાથમા ત્રણ આતશ[૧૦] બૂલંન્દ,
ઝલકતું દિઠું તેથી ચમકી ગગન.

જોઇ ખાબ બાબક થાયો બિદાર,
બલાવી નજુમી અતી હુશિયાર.

હકિકત કિધી ખાબની આશકાર,
જાહેર કરો ખાબનો ઇસરાર.

અકલમંદ નજુમીએ દીધો જવાબ,
અએ શાહ સૂણો ખાબનો ઇન્તેખાબ.

દોહરો.

અએ શાહ બાબક તમ સૂણો,
સ્વપનાનો કહુ હાલ.
જે નર દીઠો ખાબમાં,
તે થાશે ભુપાલ.

૧૦. એ ત્રણ આતશો, આદર ગુશસ્પ, આદર ખોરદાદ, અને આદર બુરજીન મેહર હતા. (ડા૦ જી૦ જ૦ મોદીના શાહનામાનાં દાસ્તાનો.)

જો એ તાસીર ના ફળે,
અફળ અને મુરાદ.
તો ફળ અંતે પાંમશે,
બેશક તેની ઓલાદ.

આ ખાબની વિગત નજુમીએ પાદશાહ બાબકને ખુલાસા વાર સમજાવતાં કહ્યું, કે: "જે ધણીને તેં ખાબમાં જોયો છે, તે પોતે, અથવા તો તે ધણીના ફરજંન્દમાથી કોઇબી આ જેહાનની પાદશાહીએ પોંહચશે; કેમકે સ્વપનામે જોયલો સુફેદ રંગનો હાથી એ ગાલેબી, તવાનાઈ અને ફત્તેહની નિશાણી દેખાડે છે.[૧૧]

**ખુવાબની તાસીર સાંભળી બાબકે સાસાંનને બોલાવી મંગાવ્યો.**

સૂણી આએ તાસીર અજબ ખાબની,
ખુશી થઇ બાબકને દીલ ઘણી.
તૂરત તેણે કીધો એવો હૂકમ,
બૂલાવો સાસાંન જઇ એકદમ.
ગયાં દોડતાં ત્યાં હતા જે નફર
કહ્યા હાલ સાસાંનને જીદતર.

* * *

સૂણીને લરજ્યો સાસાંન હૂકંમ,
નવી શું બલા છે લખેલી કરમ.
ગયો એકદંમ ઝટ બાબક મુકાંમ,
નમીને કિધી ખુબ બિહતાં સલાંમ.

૧૧ ફ઼ા૦ અ૦ બા૦

બુલાવી દિધું વાહલથી સનમાન,
કહ્યું એમ ધિરજ દઇ, 'ના ડર જવાંન.'
લઇ પાસ બેઠો બાબક સાથ,
પુછવા તે લાગ્યો ધીરેથી વાત.
"જવાંન મર્દ કહે તું ખોલી જબાંન,
મને કહે તહારી તોખ્મ નિશાંણ.
પેદર કોણ તહારો, શું નામ છે,
વતન કાંહ તહારૂં કિયું ગામ છે.
કર ગુફતગુ રાસ્તી દીલ ધરી,
કહે વાત જે હોય તહારી ખરી.

સાસાને બાબકને જવાબ દીધેઃ—

કહ્યું એમ સાસાંને, ઓ શેહરિયાર,
સદા તારો કાયમ રહેજો કરાર.
જમાનાનો મુજ પર અજબ ફંન્દ છે,
મરૂં જો હું આજે, તો આણંન્દ છે.
બેજાર છે જીંદગી હાલ તંગ,
બલા ભારી સરપર મિસલ કાળરંગ.
જીવતદાંન જો તું બક્ષે મને,
તો હાલ મારો કહું હું તને.
જમાનો મહારો નથી પાસબાંન,
અગર દે વચન, તો ખોલું જબાન."

* * *

કહ્યું બાબકે એમ "ઓ ગમગોસાર,
કરે કાં ફિકર તું બની બેકરાર.

વચન મારો આપું ખૂદા રૂબરૂ,
કર રાસ્ત જે હોય તું ગૂફતગુ.

**સાંસાને પોતાની તમામ હકિકત બાબક આગલ જાહેર કીધી.**

સાસાંન પોતાના પાદશાહ બાબકની પોતાની તરફ આવી કિસમની દિલસોજી જોઇ ઘણોજ ખુશી થયો, અને તેને આપેલા વચનને માન સાથ પોતાને માથે ચહડાવી, પોતાના ખાનદાનનો ભેદ જાહેર કરતાં તે બોલ્યો:--

"હકીકત સુણ માહરી શેહરિયાર,
હું સાસાંનનો બેટો છું નીરધાર.

નિયાંગાન મારો શાહ અર્દશીર,[૧૨]
રહ્યો છે તવારીખમાં યાદગીર.

સિતમગર સિકન્દર રૂમી શેહરિયાર,
કિધું જ્યારે ઇરાંનને ખારજાર.

થઇ જ્યારે દારાની હસ્તી ખતમ,
ફના તેણે કીધાં વતન 'ને ધરમ.

હતો મારો ન્યાગાંન દારા પેસર,
નહાસી ગયો હિન્દ તે નામેવર.

---

૧૨. શાએર ફીરદોસી પોતાના શાહનામામાં, ફઇનતન અસ્ફન્દીયારના દીકરા બહુમનને અર્દશીરને નામે ઓલખાવે છે. મગર હખામની વંશની તવારીખ પ્રમાણે ઇરાંનના છેલ્લા પાદશાહ દારાનો દીકરો, તે આ સાસાંનનો નિયાંગાન હતો. આ દાસ્તાંન શાહનામા પ્રમાણે રચેલું હોવાથી, આ નોંધ લેવી જરૂરની લાગે છે. (કરતા)

વસી મૂફ્લસીમે છૂપે નામથી,
ગૂજારી જીંદગી વિના ખાંમથી.

જમાનાના દોરે થયો મહાત છું,
હૂં તૂખ્મે દારાની ઑલાદ છું.

એ મૂજ ન્યાગાનનો હાલ છે,
આ ગર્દિશની કેવી જાૂવો ચાલ છે.[૧૧]

* * *

સુણી હાલ બાબક થયો ગમખાર,
વેહતી થઇ આંખોથી નીર ધાર.

ભરી હાય દમમા કીધો પૂકાર,
ઓ ગરદાંને-ગરદું ! અજબ તારો માર.

પડી કેમ તમ પર ગજબની નિગાહ,
જાૂલમ ભારી તુજ પર એ નારવા.

* * *

સાસાંનનો ભેદ જાણી બાબક બેહદ ખુશી
થયો અને તેને પોતાનો
જમાઇ કીધો.

કહ્યું બાબકે, "સુણ આલીવિકાર,
સફા તન કરવા હમામે[૧૩] સિધાર,

સજી સાજ સંગાર પોશાક તન,
રહો મારે મેહલે કર તું ચમન."

હકિકત જાણી લીધી મહાંનની,
છૂપી વાત રાખી નિયાગાંનની.

---

૧૩ હમામખાનુ યાને અંઘોળ કરવાની જગ્યા.

હૂકમ કીધો એકદમ બૂલાવી નફર,
ઇઝાજત કરો મનથી ખુબતર.

લઇ જાવો મેહલે સાસાંનને,
સફા તન કરાવો દીલજાનને.

જરીના એક પોશાક લાવો તૂરત,
સજાવો સંગાર ધરી તમ ઉલટ.

* * *

હજુરીમે આવી ઉભા સૌ ગુલાંમ,
નમીને કિધી સૌ ગુલામે સલાંમ.

વસિયો મેહલ અંદર સાસાંન જઇ,
કિધો બાબકે ચાહી તેને જમઇ.

અર્દશીર બાબકાંનનુ જનમવું.

પૂરી થાઇ નાબત નવ માસની,
ખિલી રહી કલી ગુલ જીગર આસની.

સાસાંનની બાનુએ દીધો જનમ,
સપુત એક બેટો નુરે ચશમ.

રૂપમા રૂપાલો મિસલ અર્દશીર,
કદમા કદાવર, અજબ દીલપજીર.

પેદર જોઇ ફરજન્દ મિસલ લાલાફામ,
મૂબારક રાખ્યુ અરદશીર નામ.[૧૪]

૧૪. કારનામે અરદશીર બાબકાન, તેમજ શાહનામામાં જણાવ્યા પ્રમાણે, અર્દશીર બાબકની દીકરીનો દીકરો અને સાસાનનો છોકરો હતો, પણ બાબકે તેને દીકરા તરીકે કરી લીધેલો હતો, તેથી અર્દશીર બાબકાનને નામે તે ઓલખાઇ ગયો છે. ( કા૦ અ૦ બા૦ )

થયો પુત મોટો વધ્યાં જેમ સાલ,
વસી સુખ ચેને રહ્યો ખુશહાલ.

ઉંમર જો કે નાહની, મગર પુરવીન.
હૂર દેશ દિસતો મિસલ દુરબીન.

શિખાયો લડાઇના હુંન્નર ઇલમ,
વિચારીને આગલ ધરતો કદમ.

બળમા તે બનિયો પૂરો પેહલવાંન,
કેહતા સહુ અર્દશીર બાબેકાંન.

અર્દશીરની ખુબી વિશે અર્દવાંનને ખબર પડી.

હતો ઇસફાંને શાહા અર્દવાંન,[૧૫]
પૂગી અર્દશીરની ખબર તેને કાંન.

ઉડતી ગઇ ઇસ્તખરથી ખબર,
કે બાબકને ત્યાં છે એક પિસર.

ઉંમર સાલ પંદર, નથી કંઇ જીયાદ,
સદા સુખ હસ્તું, સદા દીલ શાદ.

બળમા છે બાહોશ, ઉંમર જવાંન,
રૂપે રૂપાલો, રોશંન રવાંન.

અકલમંદ દાનેશ, અજબ પુરતાબ,
અજબ તેની સજ ધજ, હુસ્નીનો હબાબ.

૧૫ પારથીઅન વંશનો છેલ્લો પાદશાહ અર્દવાન જેને યુનાનીઓ આરટો-બેનસ નામે ઓલખાવી ગયા છે.

અર્દશીરને પોતાની તરફ મોકલવા માટે બાબક
ઉપર અર્દવાંને લખાવટ કરી.

ખબર જાંણી ખુશી થયો અર્દવાંન,
થયો તે તલબગાર, જોવા જવાંન.

લખ્યો એક રૂકકો બાબક ઉપર,
કે અએ મર્દ બાહોશ, દાનેશવર.

મલી છે મને એમ ખબર દિલપઝીર,
પિસર તારો નામે છે અર્દશીર.

સૂણી થયું મુસ્તાક મારૂં જીગર,
નજરથી નિહાલું તહારો પિસર.

અરજ છે મહારી એ નેકનામ,
પિસર તારો મોકલ મહારે મુકામ.

ગણી મુજ ફરજન્દ, કરશ દીલભરી,
નજરથી ન રાખસ, દુર એક ઘડી.

સંભાલી રાખશ એ ગર્દનફરાજ,
દરબારે મારી કરશ સર્ફરાજ.

રવાના તું કરજે તૂરત અર્દશીર,
હૂં જોવા, 'ને મલવા થયો છું અધીર.

અર્દશીરને દુ:ખી દીલે અર્દવાન પાસ
બાબકે રવાના કીધો.

પાદશાહ અર્દવાંનનો આવી મતલબનો પેગાંમ જ્યારે બાબકે વાંચ્યો, ત્યારે તેની દલગીરીનો પાર રેહો નહી. પોતાની દીકરીના દીકરા અર્દશીરથી તેને છુટો પડવા બિલકુલ ગમ્યું નહી,

કેમકે તે તેને ઘણાજ વાહલથી ચાહતો હતો. પણ તે લાચાર હતો, કેમકે અર્દવાંન એક મોટો પાદશાહ હતો, અને બાબક તેના ફરમાનને માન આપવા બંધાયલો હતો. દલગીર દીલે બાબકે જવાન અર્દશીરને પોતાની પાસે બોલાવી, તેને ગળે લગાડી અર્દવાંનના પેગામ વિશે સમજાવ્યો, અને સઘલી બીનાથી તેને વાકેફ કીધો.

એ વાંચીને બાબક થયો દલગીર,
વરસી રહ્યાં ખુબ આંખોથી નીર.
પિસર કીધો મોટો, લડાવીને લાડ,
જૂદઇ જોઇ લાગી કજાની કટાર.
લગાડી ગલે અર્દશીર દીલજાંન,
કહ્યું: "તુંજ સરપર ખૂદા મેહરબાંન.
લખે છે મુજપર શાહ અર્દવાંન,
પિસર તારો મોકલ મહારે મકાંન.
રજા છે મહારી, હું મજબુર છું,
મગર તુંજ નુર વન બેનુર છું.
લખાવટ કરૂં છું મીંન્નત કરી,
નજર પાસ રાખે તૂંને હર ઘડી.
રવાના કરૂં છું એ રોશન રવાંન,
એ ઘડપણમે મારો છે ચેરાગે--જાંન.
કહ્યા છે એને શિખામણ સુખન,
એ સમજે છે તારો દરજ્જો બૂલન્દ.
સદા રેહજો એ પર તારી પનાહ,
થજો તુંજ દુશમંન જગમા તબાહ."

## બાબકની રજાથી અર્દશીરનુ હદીઓ લઇ અર્દવાંન પાસ જવું.

પોતાના મુરબ્બી અને પાદશાહ બાબકના આવા દીલસોજી ભરેલા સખુનો સાંભલી અર્દશીર દલગીર થયો, અને, અંતે તેણે અર્દવાન પાસ જવાની તઇયારી કીધી. અર્દશીરે પોતાના મમાવા બાબકને કોયબી રીતે ફિકરમંદ નહી બનવા સમજાવ્યું:

લઇ સાથ નોકર ઉમંગી સવાર,
લિધાં ગંજ સંગ જંગના હથિયાર.
નેજા 'ને ગુરજ, ઘોડા લગાંમ,
સમશીર, ભાલા, જરબફ્ત કાંમ.
એ હદીઓ અરદવાંન થકી દીલપજીર,
લઇ સંગ નિકલીયો ભલો અર્દશીર.
મમાવાને ભેટી ગયો 'રય' શહેર,
મલ્યો ત્યાં શાહ અર્દવાંનને હલેર.

*　　*　　*

## અર્દશીરનુ પાદશાહ અર્દવાન પાસ જઇ પુગવું.

પૂગ્યો જઇ અરદવાંનની તે હજુર,
નમી બોલિયો તે અદબથી પુર.
સિફ્તથી ભરી તેણે ખોલી જબાંન,
દૂવા દઇ કહ્યું કે, "જીવો અર્દવાંન.
અગર હોય રજા તારી ઓ દાદગર,
આ હદીઓ કરૂં હું તુંને નજર.

અકલમંદ, ખેરદમંદ, તું દસ્તગીર,
ઉભો તારો બંન્દો ઝૂંકી અર્દશીર."

* * *

જોઇ તાબ સુંદર સુરત નવજવાંન,
ખૂશી થાયો દીલથી શાહ અર્દવાંન.
મલી હેતથી તે બગલગીર થયો,
અહેવાલે બાબક પુછી રહ્યો.
તખત પાસ આપી બેઠક જરીન,
વખાણીને ખુબી, કિધી આફરીન.
હદીઓ કિધો અર્દશીરે નજર,
ખૂશી થઇ અરદવાંને બુજી કદર.
મેહલ એક તૈયાર કિધો દીલપઝીર,
રહ્યો તેની અંદર જઇ અર્દશીર.
નજર પાસ રાખી સદા અર્દવાંન,
ચાહતો'તો તેને ફરજન્દ સમાન.
ચોગાંન[16] ચતરંગ[17] વિગેરે હુંનર,
જોઇ ખૂશ થયો અર્દવાંન નામેવર.

---

૧૬. આગલા વખતમા ઇરાનીઓ ઘોડા ઉપર બેસી, 'ગુએબાઝી' (દડીદાવ) ની રમત, સુમારે આંઠ આંઠની ટોલીમાં વેંહચાઇ જઇને રમતા હતા. હાલમાં ઇંગરેજો પોલોની રમત એજ રીતે રમે છે. એ ઉપરથી માલમ પડે છે, કે 'હાકી, પોલો, અને ગોલ્ફ, વિગેરે રમત જે ઇંગ્રેજો આજે રમે છે, તે અસલ કિયાનીઓના વખતથી ઇરાંનીઓ રમી જાણતા હતા. (કા૦ અ૦ બા૦)

૧૭. ચતરંગ એનો અસલ અર્થ ચાર-અંગ, એટલે ચાર ભાગના સમુહવાલુ હાથી, ઘોડા, રથ અને પ્યાદાંઓ સાથનું લસકર. લડાઇના મેદાંનમા ઘોડેસ્વાર,

દરબારે મહેફિલ કે શીકારગાહ,
સદા રાખતો સાથ તેને શાહ.

પ્યાદા વિગેરે લશકરની ગોઠવણુ કેવી રીતે કરવામાં આવે તો હરીફના લશકર ઉપર ફતેહ મેલવી શકાય, અને કેવી રીતે કરવામાં આવે તો પોતાની હાર થાય, એ નિયમ ઉપરથી રચવામાં આવેલી રમત, તે ચતરંગ અથવા શતરંગ. એ રમત પાદશાહ નોશેરવાંન આદેલના વખતમાં હિંદુસ્થાંનથી ઇરાંનમાં દાખલ થઇ હતી.

શાહનામામાં, ૪ ઠાં દફતરમાં "ગુફતાર ફિરદસ્તાદને રાએ હિન્દ શતરંજ રા નજ્દે નોશીરવાન," એ મથાલાંવાલી બાબતમાં જણાવ્યા પ્રમાણે, કનોજના એક હિંદી રાજાએ પોતાના એક એલચી સાથે એ રમતનો ખુલાસો મેલવવાના ઇરાદાથી, એક તખ્તો તથા તેનાં મોહરાં ઇરાંનનાં શાહાનશાહ નોશેરવાન આદેલ ઉપર, એક કિમતી હદયા સાથે મોકલી આપ્યાં હતાં, અને તેની દરબારના દાના મોબેદોથી તેનો ખુલાસો ચાહયો હતો. જયારે શાહ નોશેરવાનના દરબારીઓમાંથી કોઇબી તેનો ખુલાસો કરી શકયું નહી, ત્યારે તેના બુઝોર્ગ વજીર બુઝોર્ગમેહરે પોતાની દાનાઇના બળથી તેનો ખુલાસો કીધો, અને એ રમતની મુકાબેલ એક બીજી 'નર્દ'ને નામે ઓલખાતી રમત ઉપજાવી કાહડીને કનોજના રાજા ઉપર મોકલી આપી, તેનો ભેદ જાણવા માગ્યો. પણ તે રાજાની દરબારના વિદવાનોમાંથી કોઇબી તેનો ખુલાસો આપી શકયો નહીં. પેહલવીમાં લખાએલાં ચતરંગ નામામાં એ રમતનો, તથા વીનઅર્તક્ષીર એટલે નર્દ (દામ) ની રમતનો ખુલાસો આવેલો છે. તેમાં જણાવ્યા પ્રમાણે એ રમત શાહ નોશેરવાન ઉપર મોકલનાર રાજા દેવશર્મ અથવા દબેશલીમ નામે હતો.

એ રમતના મુલ વિષે મરહુમ શાએર ફીરદોસી પોતાના શાહનામામાં દફતર ૪ ઠા મધે "દાસ્તાને જમહુર રાએ હિંદ વ પિસર વ બિરાદરજાદેઅશ ગવ વ તલહંદ વ ગુફ્તાર દર પએદા શુદને શતરંજ," એ મથાલાવાલી બાબતમાં 'શાહુએ' નામના એક બુઝોર્ગ મર્દને નામે તથા આધારે એક બયાન આપે છે, જેનો સાર નીચે મુજબ છે.:—

હિંદુસ્થાનમાં જમહુર નામે એક પ્રખ્યાત રાજા હતો. સંદલ તેનું પાએતખ્ત હતું. તે રાજા, પોતાની એક પરહેજગાર રાણી તથા ગવ નામે એક નાહના ગાદી વારેસ છોકરાને મુકીને મરણ પામ્યો. તેનો છોકરો નાહનો હોવાથી, શેહરના લોકોએ મરનાર જમહુરના ભાઇ 'માએ' જે દંબરમાં રાજ કરતો હતો, તેને તેના ભાઇનું રાજપાત સોંપ્યું. તેણે પોતાના ભાઇની રાણી સાથે નેકાહ કીધા. એ પછી રાણીએ તલહંદ નામે એક છોકરાનો જન્મ આપ્યો. ગવ ૭ વરસનો અને તલહંદ ૨ વરસનો થયા પછી માએ

## અર્દશીર ઉપર શિકારગાહમાં અર્દવાનનુ ખફા થવું, અને તેને સજા ફરમાવવી.

એતેફાક એક રોજ એવો થયો,
અરદવાંન શીકાર કરવા ગયો.

પણ ગુજરી ગયો. છોકરાઓ નાહના હોવાને લીધે તે રાજપાટ રાણીને સોંપવામાં આવ્યું. રાણીએ તે બંધે છોકરાઓને સઘલી પ્રકારની કેલવણી આપવા બે જુદા જુદા દાનાવ ઉસ્તાદોને સોંપ્યા. છોકરાઓ ઉમરે પુગ્યા પછી તખત મેલવવાના સંબંધમાં ખટપટ કરવા લાગ્યા. સેવટે બંધે વચે લડાઈ થઇ. તેમાં તલહંદ લશકરમાં ઘેરાઇ જવાથી, અને તેને માટે નહાસવાનો કોઇબી માર્ગ નહી રહેવાથી, ભુખ, પ્યાસ, અને થાકને લીધે, તે હાથ્થીની પીઠ ઉપરજ મરણ પામ્યો. આ બનાવથી રાણીને બહુ દુ:ખ થયું, અને તેથી તેણીએ આતશમાં બળીને મરવાનો ઠરાવ કીધો. રાણીને શક પડયો, કે ગવે રાજપાત મેલવવાને પોતાના ભાઈને પોતે મારી નાખ્યો, અથવા બીજાઓ પાસે મારી નંખાવ્યો. લડાઇ આગમજ ગવે પોતાના ભાઈને લડાઈ નહી કરવાને ઘણો સમજાવ્યો હતો, પણ તે સમજ્યો નહી, અને તે કોઇના મારવાથી નહી પણ ઘેરાઈ જવાથી હાથ્થીની પીઠ ઉપર મરણ પામ્યો, તે વિષે પોતાની માતાને ખુલાસો કીધો, પણ તે તેણીએ બહાલ રાખ્યો નહિં. તેણીની એ વિષે ખાતરી કરી આપવાની કબુલાત આપીને ગવ પોતાને મકાને આવ્યો, અને પોતાના ઉસ્તાદ તથા વજીરને રાણી સાથની વાતચીતની હકિકત કહી સંભલાવી. પોતાના વજીરના સલાહથી તેણે કેશમીર વગેરે દેશોના મહા વિદવાનોને બોલવી મંગાવ્યા. ગવનો વજીર જે ગવની સાથે લડાઇમાં હાજર હતો, તેણે તે પંડીતોની આગલ લડાઈના મેદાનમાં ઘોડેસવાર લશકર, પ્યાદા લશકર, હાથ્થી વિગેરે કઈ કઈ બાજુએ હતું, તથા દરિયો તથા જંગલ મેદાનમાં ખોદેલી ચર અથવા ખાઇ કઈ જગાએ હતી, તેનું વીગતવાર બયાન કહી સમજાવ્યું. તે ઉપરથી તે પંડીતોએ આબનુસના લાકડાંનાં શાહ, વજીર, હાથ્થી, ઉંટ, ઘોડા અને પ્યાદાનાં પુતલાં અથવા મોહરાં બનાવીને, એક લાકડાંના તખ્તા ઉપર ૧૦૦ ખાના અથવા ઘર બનાવીને તે ઉપર ગોઠવ્યાં, અને ગવ અને તલહંદ વચે થયલી લડાઈની જગાની તપાસ લીધી. તે ઉપરથી તલહંદ તે લડાઇમાં કેવી રીતે મહાત એટલે કએદ થયો, અને ભુખ અને પ્યાસથી મરણ પામ્યો, તે સાબેત કરી આપ્યું. આ બાજી ગવે રાણી આગલ રજુ કીધી, અને તલહંદ લશકરમાં ઘેરાઈ જઇને કોઇના માર્યા વગર કેવી રીતે મરી ગયો, તે બાબેની તેણીની ખાતરી કરી આપી.

(કા૦ અ૦ બા૦)

લિધા ચાર બેટાઓને સંગમા,
રસાલો હતો સાથ પુર રંગમા.
હમરાહ શાહાની હતો અર્દશીર,
થતો શાહ જોઇ ખૂશી દીલપજીર.
એકાએક રસાલાએ કીધો પૂકાર,
નજર એક ગુરખર પડયું ખુંનખાર.
ડપટાવ્યા ઘોડાને છોડી લગાંમ,
મચાવી રસાલાએ ખુબ દોડધાંમ,
દોડયો હરેલે તૂરત અર્દશીર.
મૂકી પીઠ પાછલ અમીરો 'ને વીર.
ધરી હાથમા તીર ખેંચી કમાંન,
કરી બંગ, લિધી નેમ, ટાંકી નિશાંણ.
પલકમા છુટો તીર અતી નાશકાર,
વિંધી ગુરખર તે ગયો આરપાર.
થયો મોતને એકદમ તે શરણ,
તફડી જમીન પર પામ્યો મરણ.

**પાદશાહ અર્દવાનનુ શેકારગાહવાલી જગ્યા ઉપર આવી પુગવું.**

એક નાહસી ગયલાં ગોરખરની પુઠે રસાલાના સવારો લાગ્યા હતા, પણ તે ગોરખર પોતાનો જાન બચાવવા જંગલમા દુર નિકલી ગયું હતું. પુઠે લાગેલા સવારોએ તે ગોરખરને ઘેરી લેવાની નેમથી જુદી જુદી દીશાએ પોતાના ઘોડાઓને છોડી મેલ્યા હતા, પણ ચંચલ નજરવાલા અર્દશીરને, તે દોડતાં ગોરખરને ઘેરી લેવાના કરતાં,

તેને દુરથી મારવાનુ વધારે સેહલ લાગ્યું. અર્દશીરે પોતાના ઘોડાને તે ગોરખર પાછલ દોડાવ્યો. અર્દશીરને આવી રીતે તે ગોરખર પાછલ દોડતો જોઇ, પાદશાહ અર્દવનાના એક દીકરાએ પણ અર્દશીરની પુઠે પોતાના ઘોડાને દોડાવ્યો. એવાંમા અર્દશીરની નજર જંગલના એક ગીચ ઝાડીવાલા ભાગમા પેલાં ગોરખર ઉપર પડી, અને તેણે તેજ વખતે પોતાના તીરથી તે ગુરખરને વિંધી નાખી બેજાંન કીધો.

આ બેજાંન થયલો શીકાર એક મસ્ત ખુંનખાર ગોરખર હતું. અર્દશીર પોતાના શીકારને તપાસતો ઉભો હતો, તેવામાં પાદશાહ અર્દવાંન અને તેના સવારો ત્યાં આવી લાગ્યા, અને એક ભયંકાર શીકાર તીરના જખમથી વિંધાઇ પડેલો જોઇ, શેકાર કરનાર સવારની હિંમત અને હુંન્નરમંદી ઉપર તે આફરીન કરતાં બોલ્યો:

જોઇ ગુરખરને કહે અર્દવાંન,
"શાબાસ! કોણે એ ટાંકી નિશાણ.
અજબ નેમ તેની, અજબ તીર છે,
કહો કોણુ એવો શૂરવીર છે!"

* * *

નમીને હાજર થયો અર્દશીર,
કહ્યું કે "છે ફિદવીનુ એ કારે તીર.
એ મારો તીર છે, હું છું તે વીર,
કજા ગુરખર છે, તીરે અર્દશીર."

* * *

ઉભેલો હતો ત્યાં પિસર અર્દવાંન,
બની તુંન્દ બોલ્યો તે બદગૂમાન.

“ગલત વાત કેમ તું કરે અર્દશીર,
લાજમ તુંને છે શરમ ઓ દલીર.

થયો મારો વનમે ખુદા દસ્તગીર,
વિંધી નાખિયો મે એ વિકાલ-વીર.

દિધો ઠાર ગુરખર પયકાંને તીર,
હૂં શોધું છું માહા બનીને અધીર.

નથી તીર પરાયો, નથી કોઇ વીર,
નથી થઇ કજા આ તિરે અર્દશીર.

લિધી નેમ ટાંકી, છુટો મુજ તીર,
બકે છે શું બકવા, અરે અર્દશીર?”

* * *

## અર્દવાંનના દીકરાની ગલત વાતનો અર્દશીરે જવાબ દીધો.

પોતાના પાદશાહના દીકરાની આવી જુઠી બનાવટભરી વાત સાંભળી, અર્દશીર ગુસ્સાથી તપી ગયો, પણ પોતાની હાલતનો વિચાર કરી, તે પોતાનાં ઉકલેલાં લોહીના જોશને નરમ બનાવી, ધીરે અને ધીમે અવાજે તે દલીલ કરવા લાગ્યો:

સૂણી અર્દશીરે દીધો જવાબ,
“બિચાબાન બોહલું છે બેહિસાબ.

ફરે છે ઘણા ગુર આ રાનમાં,
ઉભો કાં તું ફોકટ અરમાનમાં.

તિરંદાજ છે તો, લે તીર-કમાન,
બિજું માર ગુરખર ટાંકી નિશાણ.

કદીબી હુંનરમંદ છૂપતા નથી,
ટદીબી તરનાર ડુબતા નથી.”

## અર્દશીરની તાનાજાની સાંભલી પાદશાહ અર્દવાનનુ તેના ઉપર ગુસ્સે થવું.

પોતાના જાન કરતા વાહલા બેટાની મરદાંનગી ઉપર આવી કિસમના નાલાયક ટીકા પોતાની હાજરીમા અર્દશીરને બેધડક કરતો જોઇ, પાદશાહ અર્દવાનને ઘણુજ બુરૂ લાગ્યું, અને તે ગુસ્સે થઇ અર્દશીર ઉપર પુકાર કરી બોલ્યો :

સૂણી અર્દશીરની સરકસ જબાંન,
પૂકારી બોલ્યો શાહ અર્દવાંન.
" બંધ કર જબાં તારી જાહીલ જવાંન,
જબાં તારી ચાલે છે નાઇલ સમાંન.
હજુરમે મારી કરે તું ન્દ વાત,
ભુલી મરતબો, 'ને ભુલે રીતભાત.
કરે કેમ બજાજી બની સુર્ખરૂ,
બની બેશરમ તું ઉભો રૂબરૂ.
તૂને રાખી સાથે કિધો સર્ફરાજ,
આ તેનો બદલો, ઓ બેલેહાજ ?
તુને રાખી સંગમાં કિધો મે ગુનાહ,
બક્ષી તૂને મારી શાહી પનાહ.
ખતા થઇ મહારી બેશક જબુન,
કરે મુજ ફરજંન્દની કિરતીનુ ખુન.
નિકલ જા હિંહ્યાંથી તૂં ઓ બેહયા,
સિકલ તારી જોવી છે નારવા.

નથી કાંમ તારૂં હવે મારી પાસ,
જઇને તબેલામે કર તારો વાસ.

રખેવાલ ઘોડાનો થા આજથી,
થજે રાજી દીલમા તું એ કાજથી."

*            *            *

સૂણી આ હૂકમ શાહનો અર્દશીર,
ચશ્મોથી વેહતાં થયાં ચાલુ નીર.

રૂઠી તેની સરજત, પડયો ખાકમાં,
કચડઇ ગયો ગરદેશી ચાકમાં.

અએ દોરે ગરદીશ અજબ તારો ધાક,
કિધાં કંઇક લાખો ઘડી માહે ખાક.

*            *            *

અર્દશીરે આ બનાવની હકિકત બાબક ઉપર
લખી રવાના કીધી.

તજી મેહલો-અએવાંન, સંહૂ સુખવાસ,
રહયો અર્દશીર જઇ ઘોડાની પાસ.

કિધું જઇ તબેલાની અંદર મકાંન,
અકારી પડી તેને મનથી જહાંન.

લખી કુલ હકિકત બાબક ઉપર,
ચિતારી મુસીબત સંહુ મુખ્તેસર.

કે: "મયાલું, મેહરબાંન ઓ શેહરિયાર,
લખું શું હકિકત છું બેકરાર.

મૂસીબત મૂજપર બૂરી બહુ પડી,
આંખોથી વહે છે આંસુ ઝરી.

થયો છે કસુર વંન કફા અર્દવાંન,
મુજ સમ થજો તેનું દુખી રવાન.

વસાવી મેહલે મને કીધો ચહા,
હવે પાડે છે મુજ પર તે જફા.

વસી પાયગાહમે[૧૮] ગુજારૂં હું દન,
કરાવે છે ઘોડાની મુજસે જતન."

દરદમંદ દીલે લખી પયગાંમ,
લખી અર્દશીરે દુવા 'ને સલાંમ.

ગમખાર દીલે ધરીને સબર,
રવાના કિધો તેણે બાબક ઉપર.

## અર્દશીર ઉપર બાબકે ગુસ્સે થઈ શીખામણ લખી જવાબ મોકલ્યો.

એ રીતે જવાંન અર્દશીર પાદશાહ અર્દવાનના હુકમથી તેના ઘોડાના તબેલામા જઈ વસ્યો, અને પોતાના દીલમાં બહુજ દુખી થવા લાગ્યો. પોતાની ઉપર આવી પડેલી આ આફતના સમાચાર તેણે બાબક ઉપર લખી મોકલ્યા. બાબકને આ સમાચાર મલતાંજ તે ઉલટો અર્દશીર ઉપર ગુસ્સે થયો, અને તુરતજ તેણે તેની ઉપર શીખામણના સખુનો નિચે પ્રમાણે લખી ઠપકો આપ્યો :—

હકિકત તહારી મે જાણી તમામ,
તેં રાખી ન કાબુમે જીભની લગામ.

કમઅકલ બેશક તું છે જવાંન,
કે નારાજ કિધો તેં શાહ અર્દવાંન.

૧૮ પાયગાહ=ઘોડાને રાખવાની જગ્યા.

હતો ના તું બેસી, કે તું ના પિસર,
કિધી સરકસી કેમ બની બેફિકર.

નથી દુશમની અર્દવાંને કરી,
એ ધૂલ સુખમા તારે હાથે ભરી.

એ દુઃખ-દરદનો છે એક ઇલાજ,
નમીને ખુશી કર તેનો મિજાજ.

અદા તેના ફરમાન હરએક કર,
તારો 'ને મારો તે છે તાજવર.

સિફતથી જીતી લે દિલે અર્દવાંન,
થશે તારૂ કિસમત પાછું મહાંન.

રવાના કિધો છે મે આ સાથ ગંજ,
મબાદા થશે એથી દુર તુંજ રંજ.

અગર ગંજની જો પડે કંઇ જરૂર,
સમજ કે નથી તુંથી બાબક દુર.

## પાદશાહ અર્દવાનના મેહેલની પડોસમાં આવેલા પાયગાહમા અર્દશીરે મકાંન કરવું.

બાબકની તરફનો આનો પેગામ વાંચી અર્દશીરે પોતાની ભુલ જોઇ લીધી, અને પોતાની ઉપર આવી પડેલી આફત ધીજરથી સહન કરવાંનો તેણે પોતાના દીલમા વિચાર કીધો.

બાબકે મોકલાવેલા ગંજમાંથી, અર્દશીરે તબેલામા પોતાના વસવાટ-વાલા ઓરડાને પોતાને મનપસંદ રીતે સંગારયો. તેણે પોતાને લાએકનુ એક બિછાનુ ખરીદયું, અને જમીન ઉપર ગાલીચો બિછાવી બીજું કેટલુક રાચ રચીલુ ગોઠવી, ત્યાં પોતાના દિવસો તે ગુજારવા લાગ્યો. અર્દશીર

ગાયન ગાવામા તેમજ વાજીંત્ર વગાડવામા ઘણોજ બાહોશ હોવાથી, તે પોતાના આ દુખના દિવસો, મોટે ભાગે એકાંતમા પોતે ગાઇ વગાડી, પોતાના મનને રીજવી પુરા કરતો હતો.

"એ પયગામ વાંચી'ને અર્દશીર,
ખુશી થઇ દીલમા ધરી તેણે ધીર.
કિધું અર્દશીરે પસંદ તે મકાંન,
હતું તેની સામે શાહી જનાંન.[૧૯]

કદી ખાઇ પીઇને કરતો ચમન,
કદી ગાઇને[૨૦] દીલ કરતો મગન.

હતી રાત એક એવી રલીઆમણી,
સિતારા ઝલકતા મિસલ હિરકણી.

બેસી ઝરૂખા ઉપર અર્દશીર,
શરૂ એક ગાયન કિધું દીલપઝીર.

દીલને રિજવવા તે ગાતો સરોદ,
ભુલતો તે ગાઇ ગમ 'ને કરોધ.[૨૧]

સૂણી શાંત રાતે સૂરીલો ઉચ્ચાર,
મેહલની સફીલે ઉભી ગુલનાર.

હતી તે કનીજક અરદવાંનની,
ખિલેલી કલી બાગે બોસ્તાંનની.

---

૧૯. જનાંન=(અર્દવાનનુ) જનાંનખાનું.

૨૦. અર્દશીર તંબુરો વગાડવામાં અને સરોદબાજી (ગાયન) કરવામા ઘણોજ કાબેલ હતો, તેનો સરોદ એવો તો મધુર હતો, કે જયારેબી તે ગાયન કરતો, ત્યારે તે સાંભલવામાં હરેક જન મોજ મેલવતાં હતાં. (કા૦ અ૦ બા૦)

૨૧. કરોધ યાને ગુસ્સો.

સુંદર સ્વરૂપી હતી દીલપઝીર,
હતી પાદશાહની તે મીસલે વઝીર.
ઘડીબી ન જોતો અગર ગુલનાર,
બેતાબ બનતો 'તો ખોઇ કરાર.
સપ્રીલે ઉભી આવી મહારૂ પરી,
નજરસે નજર અર્દશીરની લડી.
લબોની લાલી 'ને રોશન દિદાર,
જોતાંજ ગુલનારે ખોયો કરાર.
હઠી બાંમ પરથી નહી તે ફૂરી,
જીગર માહે લાગી મોહોબત છૂરી.

* * *

## અર્દશીર ઉપર ગુલનારનુ મોહી પડવું.

પાદશાહ અર્દવાંનની આ માનીતી કનીજક,[૨૨] રાતના આકાશ ઉપર ચલકતા સીતારાના પ્રકાશ વચ્ચે દુરથી અર્દશીરનો મધુર અવાજ સાંભળી, અને તેની દબ-છબ જોઈ તેની ઉપર તે મોહી પડી. આ કનીજક-ગુલનાર—અર્દવાનની ઘણીજ માનીતી, અને તેના એક વઝીર મીસાલે તેના મેહલનો કારોબાર કરતી હતી. અર્દવાંન તેણીને ઘણોજ વાહલથી ચાહતો હતો. અર્દશીરને નજરે જોયા પછી, ગુલનાર તેને મલવા ઘણીજ અધીરી બની, અને કેવી રીતે તેને મલવું, તેની તે અનેક તદબીર કરવા લાગી:

દિન-દિન ગયા 'ને રાતો વહી,
જૂદાઇમા ગુલનાર જલતી રહી.

૨૨. કારનામામાં આ કનીજક શબ્દનો અર્થ જેમ દીકરીનો, કીધો છે, તેમજ 'દાસી' પણ થાય છે.

તપે તન અગનથી, તપે તન લહુ,
સહે પ્યારના દુખ, ખૂશીથી સહુ.
એક રાત ઉઠી ધરી હાંમ દીલ,
પડીર્તા મધરાત અંધારી કીલ.
સજી સાજ સુંદર ઉઠી ગુલનાર,
મૂલાકાત કરવા બની ઇંન્તેજાર.
અત્તર ગૂલાબે તન તર કરી,
જવાહીર જેવરથી જોબન ભરી.
કમંન્દ નાખી ઉપરથી ઉતરી પડી,
ઉભી અર્દશીર સાંમે જઇ તે ખડી.
સૂતેલો દિઠો સેજપર બેનજીર,
જગાડીને ઉભી બની બહુ અધીર.

અર્દશીરનુ ખાબમાથી જાગી ઉઠી, પોતાની
સામે ગુલનારને જોઇ અજબ થવું.

ઝપકીને જાગ્યો જવાંન અર્દશીર,
દિઠી એક ઉભેલી માહેમૂનીર.
હયરત થયો જોઇ હુસ્નો-જમાલ,
અદબથી કિધો અર્દશીરે સવાલ.
" અએ દિલરૂબા, દિલ પસંદ નાજનીન,
કિધો કેમ તૂંએ યાદ આ કમતરીન.
તૂં છે કોઇ દિલારામ બહારે ચમન,
હૂં છું એક ગમખાર દીલ દર્દમન.

કહે કોણ છે તું, શું તારૂ નામ,
ખડો છે આ બંન્દો, શૂં છે તારૂ કામ?"

**ગુલનારે અર્દશીરની આગલ પોતાના દીલની ખાએશ જાહેર કરવી.**

"સાંભલ એ સુરા, સોહીલ જવાંન,
છે મારો સાહેબ, શાહ અર્દવાંન.
હું શાહ અરદવાનની છું કનીજ,
મને ચાહે છે તે જીગરથી અજીજ.
હું શાહી જરની નિગેહબાંન છું,
શબેસ્તાંનં અંદર હું મનમાન છું.
પરસ્તાર મારો તે છે મેહરબાંન,
ખૂશી મુજથી છે શાહનુ રવાંન.
સિકલ જોઇ તારી હૂં બલહાર થઇ,
જીગરથી તહારી પરસ્તાર થઇ.
અગર દીલ મને દઇ કરે દીલભરી,
મિટે મુજ ભવની સદા દલદરી.
છે મુજ દીલની ઉમેદ એક ખાસ,
બનું તારી દાસી, સદા રેહી પાસ.
અરજ હાથ જોડી કરે ગુલનાર,
કરૂ તૂંજ કદમ પર જીવ મૂજ નિસાર."

**અર્દશીરે ગુલનારની મોહબત મંજુર કરવી.**

એ રીતે અર્દશીરની મોહબતમા અર્દવાનની માનીતી કનીજક ગીરફતાર થઈ પડી. ખુબસુરત ગુલનારના મોહબતથી ભરેલા મધુર

વચન સાંભલી અર્દશીરે તે નાજનીનની મોહબત મંજુર કીધી. ગુલનારની આ મુલાકાત પછી, રોજ રાત્રે તે અર્દશીરને મલવા અર્દવાંનના સુતા પછી, છુપી રીતે અર્દશીરની પાસ જતી, અને બામદાદ સુધી અર્દશીરની આગલ રેહી, તે પાછી મેહલમા જતી હતી.[૨૩]

સૂણી દિલરૂબા ખૂશ થયો અર્દશીર,
મંજુર કિધી દીલભર દીલપઝીર.
મૂલાકાતોની ના મના કંઇ રહી,
ખબર કોઇનેબી જણાઇ નહી.

શાહ બાબકનુ ગુજર પામવું. અર્દશીરનું
દલગીર થવું.

થયા દીન ખૂશીના ઘણા એમ પસાર,
એક દીન ખબર બહુ મલી ગમખાર.
આ દૂનિયાની છોડી કુલ દિલભરી.
જેહાં દીદ બાબક ગયો ગુજરી,
દુખી એ ખબરથી થયો અર્દવાંન,
થયો રંજીદા તે ખોઇ પેહલવાંન.
પડયું તખ્ત ખાલી બાબક વગર,
તે લેવા નિકલિયા કંઇક વીર–નર.
મગર અર્દવાંને કિધા ના પસંદ,
પિસરને કિધો અફસરે અંનજીમન.
પિસરને મૂકરર કિધો તખ્ત પર,
દિધું તાજ તેને વિના કંઇ ફિકર.

૨૩. કારનામે અર્દશીર બાબકાંન.

કજાની ખબરથી દૂ:ખી અર્દશીર,
રહ્યો નહી જેહાંમે કોઇ દસ્તગોર.
કજા સુણી બાબક થયો ગમખાર,
ચહડી તન બદનમાં ગમની બૂખાર.
બનીને બેદીલ થયો દર્દમંદ,
કિધું તેણે નહાસી જવાનું પસંદ.

બાબકના ગુજર પામ્યાથી અર્દશીરની ઉમેદનું તુટવું.
અર્દવાંને પોતાનું ભવિશ જોવા
નજુમીઓને ફરમાવવું.

પોતાની આવી પડતીમાં અર્દશીરને પોતાના મુરબ્બી બાબકની કજાની ખબર પડયાથી તે ઘણોજ દલગીર બની નાસિપાસ થઇ ગયો. તેના દીલની તમામ ઉમેદોનો નાશ થઇ ગયો, કેમકે તે એવું નક્કી જાણતો હતો, કે તેના મુરબ્બી બાબકના મરણ બાદ તેના તખત ઉપર, તે પોતે કોઇ દીવસ આવશે. પણ અર્દવાંને બાબકના ગુજરવા પછી, બીજા સઘલા ઉમેદવારોના હક નાપસંદ કરી, પોતાના વડા દીકરા બહમનને બાબકનુ તખત આપ્યું, અને તેમ કરી તેણે અર્દશીરનો હક ડુબાડયો. અર્દશીર આ બનાવથી ઘણોજ દલગીર અને નાસિપાસ થઇ ગયો, પણ તે લાચાર અને લાઈલાજ હતો.

એક દિવસ અર્દવાંને પોતાની દરબારના નજુમીઓને બુલાવી મંગાવ્યા, અને તેઓને હુકમ કીધો કે:—

નજુમી તપાસો સિતારની ચાલ,
ભવિશ મારૂં જોઇ કહો તતકાલ.
ભરમ તમ ખોલો સિતારા ગણી,
થશે મૂજ તખ્તનો હવે કોણ ધણી.

તપાસી કહો સાત[૨૪] ગ્રહ સરબસર,
ગણો બાર રાસી[૨૫] તપાસીને ઘર.

કહો તમ તપાસી ભવિશ ભવ તમામ,
બની બેખતર તમ કહો નેકનામ.

મલી કુલ નજુમીએ મસલત કરી,
તપાસી સિતારાની સઘલી ઘડી.

કિધી ખુબ જીકર તણુ શામો–સહર,
ભવિશ જોઇ જાણી લિધું ખુબતર.

નજુમી ઉભા સંહુ શાહ રૂબરૂ,
નમીને કિધી શાહસે ગુફતગુ.

"કહું હાલ સૂણુ દસ્તગીર નામવર,
બનાવ એક બનશે કરૂં શું જીકર.

નફર કોઇ તારો હશે બેકદર,
નહાસી જશે છોડી દઈ તારૂં ઘર.

વધુ જે કહું સૂણુ સૂખન મનમાં,
નફર જે જશે ન્હાસી દિન ત્રણમાં.

થશે તે ધણી શેહરિયારે બૂલંન્દ,
થશે તેથી દુનિયા અતી ખૂરસંન્દ.

---

૨૪. અને ૨૫. પહેલવી અને ફારસીમા સાત ગ્રહો અને બાર રાશીઓની ગણત્રી નજુમીઓ ભવીશ વર્તવાના કામમાં હંમેશ કરતા હતા. એ સાત ગ્રહોના ઝુમખાને 'હફતાન' અને બાર રાશીના ઝુમખાને 'દવાજ દહાન' કેહતા હતા.

